


રા. રા. વિઠ્ઠલદાસ મંછારામ પકવાસા
તરફથી તેમના સ્વર્ગસ્થ ધર્મપત્ની
લક્ષ્મીબાઈના સ્મરણાર્થે

**ભેટ.**



સૌ. કંકુબાઈ સ્મારક ગ્રન્થમાળા, નં ૧૦.

# મિસ ફ્લૉરેન્સ નાઇટીંગેલનું જીવનચરિત.

લખનાર

સૌ. શારદા મહેતા, બી. એ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ.

સન ૧૯૦૮ સંવત ૧૯૬૪.



મૂલ્ય ચાર આના.



# સૌ. કંકુબાઇ સ્મારક ગ્રંથમાળાનો

## ઉપોદ્‌ઘાત.

કચ્છના દીવાન પરલોકવાસી રા. બા. મોતીલાલ લાલભાઇનાં પત્ની સૌ. કંકુબાઇ ઓગણત્રીશ વર્ષની જુવાન વયે સ્વર્ગવાસી થયાં. તેમના શુભ ગુણના સંભારણામા મિત્ર વર્ગ તરફથી રૂ. ૫૦૦૦) ની રકમ એકઠી કરીને તેને "સૌ. કંકુબાઇ સ્મારક ફંડ" એવુ નામ આપી, તે સને ૧૮૮૯ માં સોસાઇટીના ટ્રસ્ટમા અમુક શરતોએ સોપવામાં આવ્યુ છે. તે શરતો અન્વયે તે ફંડના વ્યાજમાથી અમદાવાદની રા. બા. મગનભાઇ કરમચંદ કન્યાશાળામાં માસિક રૂ. ૫) ની એક સ્કૉલરશિપ તથા તેજ કન્યાશાળામાં વાર્ષિક રૂ. ૨૫ નાં પુસ્તકોનુ ઇનામ આપતાં જે રકમ વધે તેમાંથી સ્ત્રી જાતિની કેળવણી પ્રસાર પામે અને સ્ત્રીઓની નીતિ તથા બુદ્ધિની તેમજ સાંસારિક સુખ સંપત્તિની વૃદ્ધિ થાય એવાં ઉપયોગી પુસ્તકો, ભાષાંતર, સારોદ્ધારરૂપ ઇનામ આપી નવીન રચાવવામાં આવે છે તે પ્રમાણે આજ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો રચાવી "**સૌ. કંકુબાઇ સ્મારક ગ્રંથમાળા**" ના નામથી સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છે:—

૧. સ્ત્રી જાતિ વિષે વિવેચન.

૨. ગૃહવ્યવસ્થા અને આરોગ્યવિદ્યા.

૩. મા ને દીકરી.

૪. ઘરમાં વપરાતી ચીજોનું રસાયન.

૫. અબળા સંજીવન.

૬. છોકરાંની આરોગ્યતા.



૭. સ્ત્રી ગીત સંગ્રહ.

૮. સ્ત્રીબોધક સતી ચરિત્રો અને તે ઉપરથી સ્ત્રીઓએ લેવાનો બોધ.

૯. સંસારમાં સ્ત્રીની પદવી.

૧૦. મિસ ફ્લૉરેન્સ નાઇટીંગેલનુ જીવનચરિત.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઑફિસ,
અમદાવાદ, તા. ૨૮ માર્ચ સને ૧૯૦૮.

Lives of great men
All remind us.
We can make our lives sublime
And departing leave behind us,
Foot-prints on the sands of time.
Foot-prints that perhaps another.
Sailing o'er life's solemn main.
A forlorn and shipwrecked brother.
Seeing, shall take heart again.
Let us then be up and doing.
With a heart for any fate,
Still achieving, still pursuing.
Learn to labour and to wait.

# પ્રસ્તાવના.

મિસ નાઇટીંગેલના નામથી ભાગ્યેજ કોઈ અજાણ્યુ હશે માદા અને રણક્ષેત્રમા ધાયલ થએલા મનુષ્ય પ્રત્યે તેમણે જે મહાન સેવા બજાવી છે, તેને લીધે તેમનું નામ આખા જગતમા વિખ્યાત થયુ છે.

આવી પ્રસિદ્ધ નારીના જીવનનો ઇતિહાસ જાણવાની સ્વાભાવિક આકાક્ષા હોય. ગુજરાતી ભાષામા એનો વૃત્તાત હજી સુધી પ્રગટ થયો નથી; એની દયાની લાગણી તથા દઢતા અને ધૈર્યનો ખ્યાલ ગુજરાતી ભગિનીઓને આવે અને તેમની દયાની વૃત્તિઓ ખરે માર્ગે દોરાય તે હેતુથી આ પુસ્તક લખાયુ છે.

દુ ખી માણસનુ દુ:ખ નિવારણ કરવું એજ ખરી દયાનું કામ છે દર્દીની જો સારી સારવાર થાય તો કીમતી દવા કરતાં ઘણો વધારે ફાયદો થાય છે. નર્સીંગ ( સારવાર ) ના કામમા ઘણી નરમાશ, મીઠાશ, ધીરજ, ચ ચળતા, દક્ષતા, અને સુશિલતા વગેરે સદ્ગુણો જોઇએ છે; અને આ સર્વ ગુણો સ્વાભાવિક રીતે સ્ત્રી જાતિમાં વધારે હોય છે. સ્ત્રીનું સ્ત્રીત્વજ એમાં સમાએલું છે. તો દરેક સ્ત્રીએ તેનો ઉપયોગ સન્માર્ગે શામાટે ના કરવો ?

યુરોપ વગેરે સુધરેલા દેશોમાં કેળવાએલી સ્ત્રીઓ માવજત કરવાનો ખાસ ધ ધો કરે છે, અને કેટલીએક કુળવાન સ્ત્રીઓ માત્ર ઇશ્વર પ્રીત્યર્થે આ પરોપકારનું કામ પોતાના જાતિસુખનો ત્યાગ કરીને કરે છે.

દીલગીરીની વાત છે કે આપણા દેશની સ્ત્રીઓ હજી આ મહાન પરોપકારના કાર્યની આટલી અવગણના કરે છે.

સુખે મરતી, પરાધીનપણાનું દુ:ખ વેઠતી અનેક સ્ત્રીઓને આ કાર્યને લીધે ઉદ્યમ મળશે, અને તે ઉપરાત વિધવા સ્ત્રીઓને તો વખત ગાળવાને એક અતિ ઉત્તમ સાધન મળશે.

તો આશા છે કે, યશસ્વી મિસ નાઇટીંગેલનું જીવનચરિત વાંચ્યાથી ગુર્જર ભગિનીઓની દયાની લાગણી જાગ્રત થશે અને તેનો વ્યવહારમાં ઉપયોગ કરશે.

વડોદરા,
તા. ૨૩ ઑગસ્ટ ૧૯૦૭.

સૌ. શારદા મહેતા.

# મિસ ફ્લૉરેન્સ નાઇટીંગેલનું
# જીવનચરિત.

## પ્રકરણ ૧ લું.

ફ્લૉરેન્સ નાઇટીગેલનો જન્મ ઇટલીના રમણીય ફ્લૉરેન્સ નગરમાં ઇ સ ૧૮૨૦ના મે મહિનાની ૧૨ મી તારીખે થયો હતો. તેમનું કુટુંબ પ્રથમ શૉર નામે ઓળખાતુ હતું તેમના પિતાનું નામ વીલીઅમ ઍડવર્ડ શૉર હતું. પરતુ જ્યારથી તેમને લીના પીટર નાઇટીગેલની જાગીર મળી ત્યારથી નાઇટીગેલનુ નામ તેમણે ધારણ કર્યું હતું. તેમના પિતાનુ કદ ઘણું ઉંચું હતુ અને શરીર પાતળુ હતું તે સ્વભાવે ઘણાજ નમ્ર અને એકમાર્ગી હતા. તેમણે એડીનબરોમા અને કેમ્બ્રીજની ટ્રીનીટી કૉલેજમાં અભ્યાસ કર્યો હતો, અને અનેક ઠેકાણે પ્રવાસ કરીને મનને સપૂર્ણ કેળવ્યું હતું. મિ. નાઇટીગેલના કેળવણી તથા સુધારાના વિષયના વિચાર તેમના વખતના પ્રમાણમા ઘણા આગળ વધેલા હતા રમત ગમતનો તેમને ઝાઝો શોખ નહોતો વિદ્યા ઉપર તેમને વિશેષ પ્રેમ હતો, તેમજ કળા તથા હુન્નરમાં તે નિપુણ હતા. તેમને પોતાના અસલના કુટુબનું સારી પેઠે અભિમાન હતું.

પોતાની જાગીરમા વસતા લોકોનુ ભલું કરવાને તે સદા ઇંતેજાર રહેતા. ગામડાના લોકોની કેળવણી પાછળ તેમણે પુષ્કળ પૈસો ખર્ચ્યો હતો, અને એમને લીધેજ એ ગામડીઆઓ થોડુ ઘણુ એ વાચતા લખતાં શીખ્યા હતા.

ધર્મ ઉપર પણ તેમને પૂર્ણ શ્રદ્ધા હતી, અને ક્રીશ્ચીઅન ધર્મનો પ્રચા
કરવાનો તે અત્યંત પ્રયાસ કરતા.

ફ્લૉરેન્સની માતાનું નામ ( તેમના પિતાના ઘરનું ) મિસ ફ્રાન્સિ
સ્મિથ હતું. તેમના પિતા મિ. વીલીઅમ સ્મિથ પચાસ વર્ષ સુધી પાર્લામે
ટમાં નૉરીચ તરફના મેંબર હતા તે વખતના પ્રમાણમાં તેમના બહુ ઉદા
અને સ્વતંત્ર વિચાર હતા. ધર્મ અને પરોપકારનાં કાર્યમાં તે બહુજ ખંત
ભાગ લેતા હતા મિસીસ નાઇટીંગેલ ( ફ્લૉરેન્સની માતા ) નો સ્વભાવ ઘણ
રીતે તેમના પિતા જેવો હતો.

અનાથ લોકોને તે હમેશ મદદ કરતાં. તે જાતે જાજરમાન અને ખુબસૂ
રત ચહેરાવાળાં હતાં તેમના સર્વ આચાર વિચાર એક નિપુણ ગૃહિણીને યોગ્ય
હતા. હજી સુધી ગામના લોકો એમને યાદ કરે છે.

ફ્લૉરેન્સમાં અનાથ લોકો માટે દયા તથા પ્રચલિત રૂઢિની વિરૂદ્ધ પરોપ
કાર કરવાની વૃત્તિ હતી. તે તેમની માના કરુણાળુ સ્વભાવને લીધેજ હતી
તેમના પિતાનો મત એવો હતો કે સ્ત્રીઓને ઊંચા પ્રકારની કેળવણી આપવી
લખવું, વાંચવું, શીવવું, ગુંથવું એટલાથી સ્ત્રીકેળવણીની સમાપ્તી થ
નથી. માતા તરફથી ફ્લૉરેન્સમા દયાનો ગુણ આવ્યો હતો, અને પિતા તરફથ
વિદ્યા ઉપર પ્રીતિ આવી હતી.

મિ. નાઇટીંગેલને માત્ર બે જ સંતાન હતાં. ફ્રાન્સિસ પાર્થીનોપ,
પાછળથી લેડી વર્ની નામે ઓળખાઇ અને બીજી તેના કરતાં એક વર્ષે નહાન
ફ્લૉરેન્સ.

# પ્રકરણ ૨ જું.



ફ્લૉરેન્સે પ્રથમનાં પાંચ વર્ષ ઈટલીમાંજ કહાડ્યાં હતાં. પછીથી તેમનાં માતા પિતા ઈંગ્લંડમાં ડાર્બીશાયરના રમણીયપ્રદેશમાં તેમજ હેમ્પશાયરમાં રહેતા હતા. ઉન્હાળાના દિવસ લીહર્સ્ટ ( ડાર્બીશાયર ) માં ગુજારતાં અને શિયાળામા તથા વસંત ઋતુમા ઍમ્બ્લીપાર્ક (હેમ્પશાયર) માં રહેતા હતાં. એ વખતે રેલનો માર્ગ થયો નહોતો તેથી પગરસ્તે ગાડી ઘોડે બેસીને જતાં, બન્ને બાળક બહેનોને અત્યંત ગમ્મત પડતી હતી, તેમજ કુદરતી દેખાવની રમણીયતા જોવાની પણ તક તેમને તે જ વખતે મળની હતી કુદરતી દેખાવ તરફ તથા ગામડાના લોકોના આચાર વિચાર તરફ તેમને પ્રેમની લાગણી આવાજ પ્રસંગોથી ઉત્પન્ન થઈ હતી

તેમનો સ્વભાવ બાળપણથી જ ઘણો મળતાવડો અને માયાળુ હતો. પોતાની પડોશમા વસતા ખેડુતો, મજુરો, તેમની સ્ત્રીઓ તથા બાળકો સર્વને તે સ્નેહથી બોલાવતા અને તે ગરીબ લોકોનાં દુઃખની વાતો દયાર્દ્ર ચિત્તે તે સાંભળતાં, તથા તેમનાં દુ:ખ કાંઈક અંશે ટાળવાનો પ્રયાસ કરતાં.

આ રીતે બાળપણથી જ તે ગરીબ તથા ધનવાન્ વચ્ચેનો ભેદ સમજતાં નહિ સર્વે મનુષ્ય બંધુ એક જ પરમેશ્વરની પ્રજા છે એમ જ તે જાણતાં; અને તે જ કારણને લીધે મોટી વયમા તેમનામા બંધુપ્રીતિ એટલી બધી ખીલી હતી.

માંદા મનુષ્યની સેવા કરવા તરફ તેમને પ્રથમથી જ પ્રેમ હશે એમ માલુમ પડે છે છેક નહાની ઉમ્મરે જ્યારે એ ઢીંગલાંની રમત રમતા ત્યારે તેમની ઢીંગલી હમેશ માંદી રહેતી, ને તે હમેશ તેની સારવાર કર્યા કરતાં. ઘણી જ સાવચેતીથી ઋતુને યોગ્ય તેને વસ્ત્ર પહેરાવતાં, સુવાડતાં અને ખોરાક પણ સંભાળીને આપતા. તેને સુવાડે ત્યારે પોતાની બહેનને કહેતાં કે " બહેન જો જે હોં; બહુ ગરબડ ના કરતી, નહિ તો મારી ઢીંગલી જાગી ઉઠશે. " તેનાં

ઓશીકાં, ચાદર વગેરે સફાઇથી પાથરતાં તેનું મન રંજન કરવાને નાના પ્રકારનાં રમકડાં તેની નજર આગળ મુકતાં ને તેની તબીયત મહેનત કરીને સુધારતાં ને પાછી રોજ તે બિચારીને મંદવાડના બિછાનામાં સુવાડતાં તેમની બહેન પાર્થીનોપમાં આ પ્રકારની લાગણી ના હોવાથી તે તેની ઢીંગલીને ગમે તે રીતે આડી અવળી પકડતી તેથી કોઇ દિવસ તેનો હાથ ભાગતો ને કોઇ દિવસ તેનો પગ ભાગતો તે વખતે તેને પાછા મલમપટ્ટા કરાવવાને તે ફ્લૉરેન્સ પાસે જતી; તે ભલભલા હાડવૈદ્યને હઠાવે તેટલી કુશળતાથી તેનાં હાડકાં બેસાડતાં ને પાટા બાંધતાં

બાળકપણથી બિમાર માણસની સેવા કરવાનો તેમને શોખ હતો તે, નીચેની વાત ઉપરથી માલુમ પડશે.

" એક દિવસ ગામના પાદરી સાથે ઘોડા ઉપર બેસીને તે ફરવા જતાં હતાં. તે પાદરીને પણ અનાથ તથા માંદા લોક પ્રત્યે અત્યંત દયાની લાગણી હતી. અને તે ફ્લૉરેન્સની વૃત્તિ સમજતો હતો અને તેને તેવા કાર્યમા ઉત્તેજન આપતો હતો.

હવે એવું બન્યું કે એક રૉજર નામનો વૃદ્ધ ભરવાડ તેના ઘેટાંનાં ટોળાંને એકઠાં કરતો હતો

પાદરીએ ઘોડો થોભાવીને તેને પૂછ્યું, "અલ્યા, તારો કૂતરો ક્યાં છે?"

તે બિચારાએ જવાબ દીધો કે, " શેરીના છોકરાઓએ તેના તરફ પથરા મારીને તેનો એક પગ ભાગી નાખ્યો છે. હવે મને નથી લાગતું કે એ બિચારો કોઇ દિવસ સાજો થાય તેથી હું તો એને ગળે ફાંસો દઇને એની પીડાનો અંત લાવવાનો વિચાર કરું છું. "

પાદરીની પાસે ઉભેલી છોકરીએ ઝીણે સ્વરે પૂછ્યું, " અરેરે! બિચારા કૅપ (કૂતરાનુ નામ) નો પગ વળી શાથી ભાગ્યો; રૉજર! એને બિચારાને કાંઇક તો ઉપચાર કરી જોયા હોય તો ઠીક, મને જોવા તો દે, એ ક્યાં છે?"

"બ્હેન તારાથી કાંઈ વળવાનુ નથી." તે વૃદ્ધ ભરવાડે જવાબ દીધો, "મારો તો વિચાર આજે એને ગળે ફાંસો દઇને મારી નાખવાનો છે, એટલે એ બિચારો પીડામાથી તો છુટે. હું તો એને તબેલામાં બાંધીને બહાર નીકળ્યો છું."

કૂતરાને આટલી વેદના થતી સાંભળીને ફ્લૉરેન્સને એટલી દયા આવી કે ફરવા કરવાનું સર્વ એક બાજુએ મુકી દઇને બારોબાર તે તબેલામાં ગઈ. ત્યાં જઇને જોયું તો એ કૂતરો તો બિચારો અત્યંત પીડામાં ગરકાવ થઇને પડી રહ્યો હતો તેને તેણે થોડીવાર સુધી તો માયાળુ હાથથી પંપાળ્યા કીધું અને લાડથી બોલાવ્યો. એટલાથી જ જાણે એ કૂતરાનું અર્ધું દુઃખ ઓછું થયું હોય તેમ તેણે આખ ઉંચી કરીને તેના સામુ ઉપકારવૃત્તિથી જોયું. મોટી ઉમ્મરે જ્યારે તે નર્સ થઇને ક્રાઇમીઆની લઢાઇમાં ગઇ ત્યારે સેંકડો માંદા સિપાઇઓ એ જ પ્રકારની ઉપકારવૃત્તિની નજરથી તેના તરફ જોતા તેણે આખો દિવસ તે કૂતરા પાસે બેસીને ગરમ પાણીમાં પોતા નીચોવી નીચોવી, ને શેક કર્યો. છેવટ સંધ્યાકાળે તેના પગનો સોજો ઉતરી ગયો અને તેના મોં ઉપર હોંશીઆરી આવી. રૉજર તો તેને ફાંસો દેવાનું દોરડું હાથમાં લઇને દીલગીર ચહેરે આવ્યો આવીને જુવે છે તો કૅપને તો હોશીઆર થએલો પુંછડી હલાવતો જોયો પોતાના વહાલા જાનવરને સાજો થએલો જોઇને રૉ-જરની ખુશીનો પાર રહ્યો નહિ એ તો ફ્લૉરેન્સને પગે પડી પડીને તેનો ઉપકાર માનવા લાગ્યો.

આટલા સાધારણ બનાવથી ઉછરતી ફ્લૉરેન્સના હૃદયમા એક જુદી જ લાગણી ઉત્પન્ન થઇ કૂતરાની આખમા તેણે એટલી ઉપકારવૃત્તિ જોઇ કે તેને લાગ્યુ કે જો મુંગાં પશુ આટલી લાગણી ધરાવી શકે તો મનુષ્યનુ કાંઇ ભલું કર્યું હોય તો કેટલું સારૂં?

આ બનાવ પછી તે હમેશ ગરીબ મનુષ્યનું કોઇપણ પ્રકારે ભલુ કરવાને ઉત્સુક રહેતી. આસપાસ વસતા ખેડુતો પણ તેમના પ્રત્યેની તેની વર્તણુક

જોઇને તેને પોતાનાં દુઃખની વખતે મિત્ર તરીકે બોલાવતા, અને હમેશ તેને કેટલી આશીસ્ દેતા. સર્વને તેના ઉપર શ્રદ્ધા પણ તેટલી જ હતી, અને સહેજ જરૂર પડતી તો તેને પગે પડતા જતા

તેનાં માતા પિતા પણ આ બાબતમાં તેને ઉત્તેજન આપતાં. મુંગાં પશુ અને દુઃખિત મનુષ્ય ઉપર તેને હમેશ ઘણી જ દયા આવતી.

તેની માની સાથે ગરીબ લોકોને કાંઇ કાંઇ દાન કરવાને તે જાતેજ જતી. **મિસીસ નાઇટીગેલ લીહર્સ્ટ**ની આસપાસ વસતા ગરીબ લોકો ઉપર ઘણી જ માયા રાખતાં અને તેમને માટે કાંઇ દવા દારૂ તથા સ્વાદીષ્ટ ખાવાનાંની વિવિધ પ્રકારની વાનીઓ પોતે જાતે બનાવીને મોકલતાં. નહાની ફ્લૉરેન્સ પોતે ઘોડા ઉપર બેસીને ફુલ ફળાદિ એ લોકોનાં મન પ્રફુલ્લિત કરવાને આપી આવતી.

તેને જેવી પ્રાણી ઉપર પ્રીતિ હતી તેવી જ ફુલબગીચા ઉપર પણ હતી. **ફ્લૉરેન્સ-અને પાર્થી** બને બહેનોના જુદા જુદા નહાના બગીચા હતા, તેમાં તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે ક્યારા ખોદાવતા, અને વૃક્ષ વેલા રોપતાં, પોતે જાતે નહાના ઝારા લઇને પાણી પાતાં.

ફ્લૉરેન્સે આગળ જતાં જે મહાન્ કાર્ય માથે લીધુ તેને યોગ્ય જ તેમને પ્રથમથી કેળવણી મળી હતી.

સૃષ્ટિના રમણીય દેખાવો અને જગ્યામાં જ તે મોટી થઇ હતી, અને માંદા અને ગરીબ લોકોની સેવા કરવાનુ પણ શીખી હતી, તેમજ પ્રચલિત રૂઢી કરતાં તેમના વિચાર ઘણા વધારે આગળ વધેલા હતા આવી રીતની યોગ્ય કેળવણી સિવાય તે ઘાયલ થએલા લશ્કરી સિપાઇઓની સેવા કરવાને તથા તેમની હોસ્પીટલોની સર્વ વ્યવસ્થા કરવાને કદી લાયક થાત નહિ, અને તે કાર્યમાં અગ્રસ્થાન લઇ શકત નહિ.

બને બહેનો લગભગ સરખી વયની હતી તેથી પોતાનો અભ્યાસ સાથે જ કરતાં. તેમને શિક્ષણ આપવાને માટે એક સ્ત્રીશિક્ષક રાખી હતી, અને તેમના પિતા દેખરેખ રાખતા. મિ. નાઇટીંગેલના વિચાર ઘણા ઉદાત્ત

હતા, કલાકૌશલ્યનો તેમને શોખ હતો, અને પોતાને એક પણ પુત્ર ના હોવાથી પુત્રીઓને ઊંચી કેળવણી આપવાનો તેમનો દઢ નિશ્ચય હતો; અને તેમને તરત જ માલુમ પડયું કે ફ્લૉરેન્સને તો જે શીખવ્યું હશે તે શીખી શકશે તે દરેક કામ નિયમપૂર્વક કરાવતા ઘરમાં શિક્ષણ લેવાથી બાળકીઓને રસળવાની ટેવ ના પડે તે માટે તે હમેશ ઘણા જ સાવચેત રહેતા. અભ્યાસ તથા રમત ગમત માટે ચોક્કસ કાયદા કર્યા હતા અને સહેજ પણ બેદરકારી માટે હમેશ શિક્ષા થતી નિયમસર અને વ્યવસ્થિત રીતે કાર્ય કરવાની ટેવ ફ્લૉરેન્સને આ પ્રમાણે બાળપણથી જ પડી હતી. અને તેથીજ ક્રાઇમીઆની લઢાઇ વખતે સ્કયુટેરાઇની હૉસ્પીટલનુ પ્રથમથી મ ડાણ માંડીને ચલાવવાનું વિકટ કામ તે હીમતથી અને સહેલાઇથી કરી શક્યા હતાં.

બુદ્ધિની કેળવણીના અનેક વિષયમા તેમજ જુદી જુદી ભાષાઓ શીખવામા બાળપણથી જ ફ્લૉરેન્સે કુશળતા બતાવી હતી સ ગીતવિદ્યા અને ચિત્રકામમા પણ સારી નિપુણતા મેળવી હતી પર તુ એ વિષયોમા પાર્થી તેના કરતાં વધારે કુશળ હતી પિતા પાસેથી ફ્લૉરેન્સ સાયન્સના સામાન્ય નિયમ, ગ્રીક, લૅટીન અને ગણિતવિદ્યા એટલુ શીખી હતી, મહાન ગ્ર થ-કર્ત્તાના પુસ્તકોનો અભ્યાસ પણ તેમની જ પાસે કર્યો હતો, થોડી ઘણી નવલ-કથાઓ પણ ફુરસદની વેળાએ બ ને બહેનોએ વાંચી હતી

બંને બહેનો જેવી રીતે અભ્યાસક્રમ નિયમસર કરતી તે જ પ્રમાણે ફરવા હરવાનુ અને રમત ગમત પણ નિયમસર કરતી સાજ સવાર પોતાના પાળેલા કૂતરાને લઇ ઘોડા ઉપર બેસીને વગડામાં કે બાગબગીચામા બ ને જણ ફરવા જતાં ઉન્હાળાના દિવસોમાં તાપને લીધે અભ્યાસક્રમ જરા મ દ ચાલતો, પણ તેનો બદલો શિયાળામાં વાળતા.

મિસીસ નાઇટીંગેલ પોતાની પુત્રીઓની ગૃહકેળવણી ઉપર દેખરેખ રાખતાં ફ્લૉરેન્સ બાર વર્ષની થઇ તે પહેલા તેને શીવતા અને થોડું

ઘણું ભરતાં ગુંથતાં આવડતું. વ્યવહારિક કાર્યોમાં શી રીતે યોગ્ય થવાય અને સુઘ્ર અને સુઘડ ગૃહિણી કેવી રીતે થવાય એ સર્વ કેળવણી તેમની માતા તરફથી તેમને મળી હતી.

---

# પ્રકરણ ૩ જું.

ફ્લૉરેન્સ જ્યારે સત્તર વર્ષની થઇ ત્યારે પોતાના પિતાની સાથે શાળાઓની દેખરેખ કરવા તથા ગામડામાં વસતા ગરીબ લોકોની મુલાકાતે જતી. લોકોની તેના ઉપર ઘણી જ મમતા હતી અને સર્વે તેને ઘણી જ માયાળુ તેમજ બુદ્ધિવાન્ બાળા ગણતાં. તેણે પરદેશની મુસાફરી પણ થોડી ઘણી કરી હતી. તે ફ્રેંચ, જર્મન અને ઇટેલીઅન ભાષા સારી રીતે બોલી શકતી હતી સંગીતમાં પણ એનો ઘણો જ મધુર કંઠ હતો ચિત્રકામ, છબી પાડવાનું કામ, સર્વમાં તેણે પ્રવીણતા મેળવી હતી. શીવતાં, ભરતાં પણ તેને ઘણું ઉત્તમ પ્રકારનું આવડતું. ગરીબ લોકોને માટે તે ગરમ લુગડાં હાથે શીવતી, ભરતી અને ક્રીસ્ટમસ વખતે સર્વ તેમને બક્ષીસ આપતી.

લીહર્સ્ટ અને ઍમ્બ્લીના પાદરીઓને તે ઘણી જ સહાયભૂત થતી. ગરીબ લોકોની ઝુંપડીમા તેનુ નામ એક દેવી સમાન ગણાતું. લોકો તેની આતુરતાથી રાહ જોતાં અને એટલી નહાની વયમા સર્વને તે દુ:ખમા દીલાસો દેતી. લોકો તેની આગળ નિખાલસ દીલથી પોતાનાં સુખ દુ:ખની વાતો કરતા અને તેને એક મિત્ર કરતાં પણ અધિક ગણતા.

જો કોઇ કુટુંબમાં મંદવાડ હોય તો તરત 'મિસ ફ્લૉરેન્સ' ની સલાહ પૂછવામાં આવતી, કારણ કે એટલી ઉમ્મરે પણ નર્સીંગનો થોડો ઘણો અભ્યાસ તેણે કર્યો હતો, તેમજ બિમાર માણસને આશ્વાસન અને શાંતિ મળે એવા ઉપચાર એમને સ્વાભાવિક રીતે જ સૂઝતા હતા. એમનો કંઠ પણ એટલો મધુર અને પ્રિયકર હતો કે માંદા માણસના મો આગળ તે વાચતા તો તેમને આનંદ મળતો

બાળકપણથી જ લોકોપયોગી જીવન ગાળવા તરફ તેમની વૃત્તિ હતી તે વખતની સારી સ્થિતિની બાળાઓને કાંઈ પણ તરેહનો ઉદ્યમ ના હોવાથી જે

નિરૂત્સાહી જીવન ગાળવું પડતું તેવી બીક તેને જરાએ નહોતી, કારણ કે ગમે તે સ્થાને અને ગમે તે વખતે કાંઇ પણ ઉપયોગી ઉદ્યમ તેને સૂઝી આવતો.

તે ગામની નિશાળ ઉપર મિ. નાઇટીંગેલની દેખરેખ બહુ હતી અને ફ્લૉરેન્સ શાળાના બાળકોને રમત ગમત કરવામાં તેમને સારી મદદ કરતી. દર વર્ષે એક વાર તેમને ઘેર બાળકોને મીજબાની અપાતી અને ફ્લૉરેન્સ, પાર્થી અને તેમની માતા સર્વે તેમા ઉત્સાહથી ભાગ લેતાં. મીજબાની થઇ રહ્યા પછી દરેક છોકરાંને વિવિધ પ્રકારની ભેટ મિસીસ નાઇટીંગેલને હસ્તક આપવામા આવતી

ધર્મનું કામ પણ ફ્લૉરેન્સ તેટલી જ હોંસથી કરતી. પોતાના ગામમાં વસતી જુવાન સ્ત્રીઓ માટે એક બાઇબલક્લાસ કહાડી હતી; તેમા કોઇ પણ પંથની સ્ત્રીને દાખલ થવાને પ્રતિબંધન નહોતું. કોઈ પણ પ્રકારનું પરોપકારનું કાર્ય થતું હોય તેમાં ભાગ લેવાને તે હમેશ આતુર હતી પોતાની પડોશમા મિ. અને મિસીસ સીડની હર્બર્ટે એક બાળકો માટે હૉસ્પીટલ કહાડી હતી, તે માટે તે અત્યંત ઉત્સાહથી કામ કરતી હતી.

ધર્મ અને પરોપકારનાં કાર્ય ઉપરાંત અનેક વ્યાવહારિક સમાજોમાં મિસ નાઇટીંગેલ ભાગ લેતા. પ્રસંગોપાત લંડનની સભાઓ–મીજલસોમાં પણ હોંસ અને આનંદથી બંને બહેનો જતા પરંતુ વખત જતાં ફ્લૉરેન્સ નાઇ-ટીંગેલનું મન સામાજીક મોજ શોખ ઉપરથી ઉઠી ગયું હતું, અને વધારે લોકોપયોગી કાર્ય કરવા તરફ તેનું લક્ષ દોરાયું હતું પોતાના કુટુંબમાં એકાદ બે સખ્ત મંદવાડ તેણે પ્રત્યક્ષ જોયા ત્યારથી માવજત ( નર્સીંગ ) કરવામાં તેને સારી કુશળતા મળી હતી; અને જ્યારે ઘરમાથી મંદવાડ ગયો ત્યારથી નર્સીંગનો નિયમસર તેણે અભ્યાસ કરવા માંડયો.

આજ કાલ યૂરોપમાં અનેક કુળવાન્ સ્ત્રીઓ નર્સ થાય છે, તેથી અસલનાં વખતમાં એ બાબત માટે કેટલો વિરુદ્ધ મત હતો તેનો ખ્યાલ ત્યાંની પ્રજાને આવી શકે નહિ; પરંતુ આપણા લોકોનાં વિચાર હજી એટલા આગળ વધેલા

નથી તેથી આપણે તો સમજી શકીશું. કોઇ સારા કુટુંબની હિંદુ કન્યા જન્મ પર્યંત કુંવારી તો રહે જ નહિ, પણ કોઇ વિધવા પણ પરોપકાર કરવામાં જ પોતાનુ જીવન ગાળે, માદા મનુષ્યની યોગ્ય સારવાર કરીને તેમનાં દુ:ખમાં ઘટાડો કરવાને નર્સનો ધંધો કરે આ સર્વ ખ્યાલ આપણા લોકોને અરૂચિકર લાગશે એ વાત તો બને જ કેમ, એથી તો સ્ત્રીની મર્યાદા ઓછી થઇ જાય વગેરે અનેક ચર્ચા થાય.

ફ્લૉરેન્સ નાઇટીગેલના વખતમાં તેમના દેશની પણ એ જ સ્થિતિ હતી. છતા તે બાબતમાં આ સ્ત્રી અગ્રેસર થઇ ભવિષ્ય માટે તેણે સંપૂર્ણ વિચાર કર્યો નહોતો, પરંતુ એટલુ તો તેમને માલમ પડ્યું હતુ કે યોગ્ય શિક્ષણ વગર કાંઇ પણ કાર્ય સંપૂર્ણ થાય નહિ તેનો તો એ જ અભિપ્રાય હતો કે, " ગમે તે ધંધો કરવાનો હોય તો તેનુ પરિપૂર્ણ શિક્ષણ લેવું જોઇએ તે સિવાય કાર્ય થાય નહિ. પુરૂષો જેમ પોતાના ઉદ્યમને વળગી રહે છે તે જ પ્રમાણે સ્ત્રીઓએ પણ કરવું જોઇએ, કારણકે અપૂર્ણ કાર્યથી ઈશ્વર પ્રસન્ન થતો નથી સ્ત્રીઓ કાંઇપણ ઉદ્યમમાં ફત્તેમંદ થતી નથી તેનું કારણ એજ છે કે, પુરુષની માફક તેમને શિક્ષણ મળતુ નથી "

આવા દૃઢ નિશ્ચયથી મિસ નાઇટીગેલે પોતાનું કાર્ય શરૂ કર્યું હતું. બીજાને જે શિખામણ આપતી તે જ પ્રમાણે પોતે વર્તવાનો પ્રયત્ન કરતી, અને તેથી જ તેણે આટલુ શ્રેષ્ઠ પદ મેળવ્યુ હતુ. પિતાની સાથે અનાથ લોકોની મુલાકાતે તે જતી હતી ત્યારથી તેને લાગ્યુ હતું કે, ગરીબ માંદા માણસને શીખેલી નર્સની ઘણી જ અગત્ય છે પ્રથમ ગામડાઓમા નર્સ રાખવાની ( district nurse ) રીતનો પ્રચાર કરવાનો તેણે પ્રયત્ન કર્યો લશ્કરમા નર્સ રાખવાની પદ્ધતિનો ખ્યાલ તો તેને ઘણો પાછળથી જરૂર પડવાથી આવ્યો હતો

આ પ્રસંગે જ્યારે તેમનું મન આ મહાન્ પરોપકારના કાર્યમાં ગુંથાએલું હતુ તે વખતે તેમને ઇલીઝાબેથ ફ્રાય નામની એક મોટી પરોપકારી

સ્ત્રી સાથે મુલાકાત થઈ. ( આ મહાન્ સ્ત્રીએ સ્ત્રીકેદીઓની દયા લાવીને તેમની રીતભાત, નીતિ વગેરેમાં સુધારો કરીને અનેક રીતે તેમને મદદ કરી હતી. ) આ નામાંકિત નારીની મુલાકાતથી ફ્લૉરેન્સના મનમાં કાંઇ નવીન પ્રકારનો જ ઉત્સાહ ઉત્પન્ન થયો બ નેના પરોપકાર કરવાના માર્ગ જુદા હતા; છતાં ઇલીઝાબેથ ફ્રાયના લાબા અનુભવને લીધે ફ્લૉરેન્સને ઘણું શીખવાનું મળ્યું. મિસીસ ફ્રાયે યૂરોપનાં બધાં કેદખાનાંની મુલાકાત લીધી હતી, અને લ ડનમાં નર્સોને માટે એક નહાનો આશ્રમ સ્થાપ્યો હતો. જર્મનીમાં કૈસરવર્થમા સ્થપાએલો નર્સનો આશ્રમ તેમણે જોયો હતો, અને તે ઉપરથી જ ફ્લૉરેન્સને તે જોવાની ઉત્કંઠા થઈ અને થોડા વર્ષ પછી તે પોતે તેમા શિક્ષણ લેવા દાખલ થયાં.

વચગાળામાં તેમણે લંડનનાં જાણીતાં દવાખાનામાં થોડા મહિના રહીને શિક્ષણ લીધું, અને કેટલોક અનુભવ મેળવ્યો; તે ઉપરાત ડબલીન અને એડીનબરોની હૉસ્પીટલની પણ તેમણે મુલાકાત લીધી ત્યારપછી ફ્રાન્સ, જર્મની અને ઈટાલીના નર્સીંગ આશ્રમોની મુલાકાત લીધી. ત્યાની સરખામણીમાં ઇંગ્લંડમાં ચાલતી નર્સીંગની વ્યવસ્થા ઘણી ઉતરતા દરજ્જાની હતી, કારણ કે ત્યા તો તે વખતે ઘણી જ હલકી વર્ણની અજ્ઞાન ને વળી અનીતિવાન સ્ત્રીઓ નર્સીંગ કરતી હતી, અને તેથી ઘણાં માઠાં પરિણામ થતા હતા મૃત્યુની સંખ્યા આગળ જ્યા પ્રભુભક્તિ અને નીતિમય જીવનની ઘણી જ અગત્ય, ત્યાં આવી સ્ત્રીઓને લીધે ઘણો બગાડ થતો કદાપિ કોઈ ધર્મગુરૂ આવીને ચાર શબ્દ બોલીને ધર્મ અને નીતિનો સદ્બોધ આપી જાય, પરંતુ તેથી કાંઇ તે સ્ત્રીનર્સો ઉપર અસર થતી નહિ; નર્સ થઇ એટલે વ્યસની તો હોવી જ જોઇએ. એવી લોકવાયકા સામાન્ય થઇ ગઇ હતી, અને તેમની અસ્વચ્છ રીતભાતથી ઉલટી રોગમા વૃદ્ધિ થતી હતી. નર્સના ધંધાને એટલો બદલામ કરી નાખેલો હતો કે કોઇ સારા કુળની સ્ત્રી એમા દાખલ થવાની હીંમત કરી શકતી નહિ; અને જો કદાપિ હીંમત ધરીને કોઇ દાખલ થાય તો તે પોતાની આબરૂ ખોતી.

ફ્રાન્સ, જર્મની અને ઇટલીમાં ફ્લૉરેન્સને માલુમ પડ્યું કે તે દરેક ઠેકાણે નર્સ સુશિક્ષિત, કેળવાએલી અને ભક્તિમાન્ હતી તેઓ 'સિસ્ટર્સ ઑફ્ મર્સી' (પરોપકારી બ્હેનો) કહેવાતી હતી.

કેટલાક સૈકાથી રોમન કૅથલીક પંથમાં કેટલીક સંન્યાસિનીઓને ગરીબ માંદાની તેમનાં ઘરોમાં જઇને માવજત કરવાનું શિક્ષણ આપવામાં આવતું અને હૉસ્પીટલોમાં પણ તેવી જ નર્સોને રાખવામાં આવતી આમાની ઘણી-ખરી સ્ત્રીઓ સારા કુળની અને કેળવાએલી હતી, અને તેઓ માત્ર પોતાના આત્માના અને ધર્મના ઉત્કર્ષ માટે જ દાખલ થએલી હતી.

આ **સિસ્ટર્સ ઑફ્ મર્સી**નું કામ ફ્લૉરેન્સ નાઇટીંગેલને ઘણું જ પ્રશંસાપાત્ર લાગ્યું. ઘણાંએક શહેરોની મુલાકાત લીધા પછી જર્મનીમાં કૈસરવર્થમાં સ્થપાએલા આશ્રમમાં શિક્ષણ લેવાનો તેમણે નિશ્ચય કર્યો; કારણ કે ત્યાંની સર્વ વ્યવસ્થા તેમને ઉત્તમ પ્રકારની લાગી.

---

## પ્રકરણ ૪ થું.



ઈ. સ. ૧૮૪૯ માં ફ્લૉરેન્સ કૈસરવર્થના આશ્રમમા દાખલ થયાં. એ આશ્રમ જેવી બીજી એકે સંસ્થા તે વખતે નહોતી.

હૉસ્પીટલોમાં રહીને તથા પોતાના ઘરમાં અને પારકાના ઘરમા નર્સીંગ કરવાનો જો કે તેમણે થોડો ઘણો અનુભવ મેળવ્યો હતો, પરંતુ સંપૂર્ણ કેળવણી તો તેમને આ આશ્રમમાંથીજ મળી આ આશ્રમમા રોમન કેથલીક પંથના મઠની માફક કાંઇ પ્રતિબંધ નહતા. એના ઉપરી પાસ્ટર ફ્લીડનર હતા તે ઘણા ભકિતમાન્ અને ધર્માત્મા હતા, અને તેમના સંસર્ગમાં આવવાથી ફ્લૉરેન્સને અનેક લાભ મળ્યા હતા.

ગરીબ અને માંદાં માણસોને સંભાળવાનું કામ સ્ત્રીઓ કરે તેની અર્વાચીન સમયમાં યૂરોપમાં કાંઇ નવાઇ રહી નથી; પરંતુ ફ્લૉરેન્સના સમયમા તો એ રીતની બહુજ નવીનતા લાગતી સામાન્ય કેળવાએલી દાયણની રીત પણ તે વખતે નહોતી કૈસરવર્થના આશ્રમમાં નર્સીંગ તેમજ ગરીબ તથા ભ્રષ્ટ લોકોને સહાયતા આપવાનું બંનેનુ શિક્ષણ મળતું. તેમાં દાખલ થનારને રોમન કૅથલીક સિસ્ટર્સની માફક કાંઈ સોગન લઇ બંધાવું પડતુ નહોતું. માત્ર ઈશ્વરનો ભય રાખીને તેને પ્રસન્ન કરવાની ખાતર તથા અનાથ માંદાની દયાની ખાતર પોતાનું કાર્ય કરવાનું હતુ. જો કાંઇ જરૂર પડે તો તેમને પોતપોતાના કુટુંબમાં પાછા જવાની તેમજ પરણવાની છૂટ હતી; પણ એટલું કે લગ્ન કર્યા પછી તેમને હોસ્પીટલમાં રહેવાની પરવાનગી નહોતી.

આશ્રમમાં દાખલ થયા પછી દરેક ઉમેદવારને રાંધતાં, સીવતાં, લૂગડાને અસ્ત્રી કરતાં તથા વાસણકુસણ માજીને સ્વચ્છ રાખવાનું એ સર્વ શીખવવામાં આવતુ; તે ઉપરાંત હિસાબકિતાબ રાખતાં, કાગળ લખતાં, વાંચી સંભ-

બાવતાં એ સર્વ પણ શીખવવામા આવતું. આટલી સામાન્ય કેળવણી લીધા બાદ જો તેને નર્સ થવાની ઇચ્છા હોય તો તેને હૉસ્પીટલમા સારવારનું કામ કરવું પડતુ, અને જો શિક્ષક થવું હોય તો કીડરગાર્ટન શાળામા અને બીજી સામાન્ય શાળામા અનુભવ લેવો પડતો

ત્યા શીખનારને કાઇ પણ પગાર મળતો નહિ. કારણ કે પરોપકારાર્થે કામ કરાવવાનો ત્યાં મુખ્ય ઉદ્દેશ હતો. ખાવાનું અને રહેવાનું મફત મળતું, અને દર વર્ષે બે ચાર લૂગડાની જોડ મફત મળતી જો કોઇની પાસે પોતાની ખાનગી મીલ્કત હોય તો તે પોતાની ઇચ્છા પ્રમાણે વાપરવાની છૂટ હતી. સહેજસાજ ઉપલક ખર્ચ માટે અમુક રકમ દરેક જણને અપાતી.

જ્યારે ફ્લૉરેન્સ કૈસરવર્થમાં દાખલ થયાં ત્યારે એ આશ્રમને સ્થપાએ સોળ વર્ષ થયા હતાં, અને તેને લગતી એક હૉસ્પીટલ, નર્સીંગની શાળા, બાલશાળા માટે શિક્ષકોની શાળા, કીડરગાર્ટન શાળા, અનાથ બાલાશ્રમ, અને એક શાસનગૃહ એટલી સસ્થાઓ હતી પણ આજની સરખામણીમાં સર્વ વ્યવસ્થા ઘણા નહાના પાયા ઉપર ચાલતી હતી, તેમજ નર્સો પણ ગામડીઆ વર્ગમાંથી જ આવતી ગૃહસ્થની સ્ત્રીઓથી નર્સ થઇ શકાય એ તો સાફ અજાણી વાત જ હતી; એથી તો આબરૂ જાય એમ જ માનવામાં આવતું. જ્યારે ફ્લૉરેન્સ તેમા દાખલ થયાં તે વખતે એક પણ ગૃહસ્થની સ્ત્રી નર્સ ત્યા નહોતી. આ આશ્રમમાં દાખલ થયા પછી ફ્લૉરેન્સ લખે છે કે,

" અહીના જેવી પરોપકારની તથા સ્નેહની લાગણી તેમ જ ઉત્તમ પ્રકારનો ભક્તિભાવ અને કાર્યપરાયણતા મેં અન્ય સ્થળે જોઈ નથી. કોઇની કદી અવગણના કરવામાં આવતી નથી."

" વધારે આશ્ચર્યકારક વાત તો એ છે કે બધી નર્સો ગામડીએણ અને અજ્ઞાન છે. અહી ખોરાક ઘણો જ હલકી જાતનો મળે છે. સ્વચ્છતા સિવાય બીજા કાંઇ શોખ ભોગવવાના મળતા નથી."

આ કુળવાન્, ધનવાન્ અને જુવાન ઇંગ્લીશ સ્ત્રી ( ફ્લૉરેન્સ ) જ્યારે ભિખારી ગરીબ અજ્ઞાન ગામડીઅણો સાથે અભ્યાસ કરવાને દાખલ થઇ તે વખતે તે ભલી સ્ત્રીઓને કેટલી નવાઈ લાગી હશે અને હર્ષ થયો હશે તેનો ખ્યાલ જ કરવો યોગ્ય છે. આવી સુકોમળ સ્ત્રી પોતાના નાજુકડા હાથથી એક હૉસ્પીટલમાં નર્સ તરીકે માત્ર પરોપકારની ખાતર કામ કરે એવો દાખલો ત્યાં સુધી બન્યો નહોતો. પણ ફ્લૉરેન્સને તો તરત ત્યાં ગોઠી ગયું અને ત્યાંની વધારે અનુભવ મેળવેલી નર્સો પાસે આતુરતાથી એ તો શીખવા મંડી ગયાં. રાતનું અને દિવસનું બન્ને વખતનુ તેમણે શિક્ષણ લેવા માંડ્યું, અને દરેક પ્રકારનું કામ શીખવા માંડ્યું. ત્યાંની નર્સોની માફક જ તેમણે પોપાક પણ પહેરવા માંડ્યો. કાંઇ પણ વિકટ કેસ તપાસાતો હોય તો ફ્લૉરેન્સ તો ત્યાં હાજર હોય જ.

આ વખતે ફ્લૉરેન્સ જુવાનીના પૂર્ણ જુસ્સામાં હતી. તેનું કદ ઊંચું, પાતળું અને લાવણ્યતાવાળું હતું. તેના કેશ લાંબા અને ચળકતા હતા. તેનાં નેત્ર ઘણાં જ ચંચળ હતાં, અને મોં ઉપર દૃઢતા તેમજ રમુજી સ્વભાવનાં ચિન્હ માલુમ પડતાં હતાં. ત્યાંની નર્સોની સાથે તે તેમની જ ભાષામાં વાત કરી શકતી હતી અને વાતચિતમાં સહુને આનંદ આપતી.

આસપાસની સ્થિતિને સાનુકૂળ થઇ જવામાં તે ઘણી જ કુશળ હતી. જો કે પોતાના પિતાના ઘરમાં અનેક તરેહનાં સુખ તથા સગવડ ભોગવેલાં હતા છતાં કૈસરવર્થનો સાદો ખોરાક અને સાદી રીતભાત પ્રમાણે રહેતાં તેમને કાંઇ જ અગવડ લાગી નહિ આવા સાલસ અને સ્નેહાળ સ્વભાવને લીધે ત્યાં શીખેલી નર્સો તેને સ્નેહની લાગણીથી યાદ કરે તેમાં કાંઇ નવાઇ જેવું નથી.

લિવરપુલની સિસ્ટર ઍગ્નીસ જોન્સ કરીને એક નર્સ હતી તે ઇ. સ. ૧૮૬૦ માં કૈસરવર્થ ગઇ હતી. તે વખતે એ લખે છે કે,—

" અહીંની નર્સો મિસ નાઇટીંગેલ માટે હજુ સુધી ઘણા જ પ્રેમની લાગણી ધરાવે છે. જો કે એ અહીં ઘણા થોડા મહિના રહી ગયાં હતાં, છતાં

સર્વ તેમને ફરીથી જોવાની ઇચ્છા કરે છે. મેં તેમને માટે ઘણી પૂછપરછ કરી; એમનો સ્વભાવ ઘણો જ માયાળુ અને હૃદય ઘણું જ કોમળ હોવું જોઇએ, તેમજ તે ધર્મનિષ્ટ હોવાં જોઇએ. અહીના ઘણા માંદા લોકો તેમના આપેલા ઉપદેશ યાદ કરે છે તેમજ ઈશ્વરભકિતનો માર્ગ બતાવ્યાથી ઘણા લોકો સુખશાતિથી મૃત્યુને આધીન થયા છે. "

ફ્લૉરેન્સનો મુખ્ય ઉદ્દેશ ત્યાંની **નર્સ** થવાનો જ હતો, છતાં ત્યાં ગયા પછી અનાથ લોકોને મદદ કરવાની પાસ્ટર ફ્લીડનરની જે જે સંસ્થાઓ હતી તે સર્વમાં તે ઘણી જ હોસથી ભાગ લેના.

જ્યારે **ફ્લૉરેન્સ** કૈસરવર્થ આશ્રમમાં શીખતાં હતાં ત્યારે તેમના મિત્ર મિ સિડની હર્બર્ટ તે આશ્રમ જોવા ગયા હતા.

કૈસરવર્થમાથી જ્યારે **ફ્લૉ**રેન્સ નાઇટીગેલે શિક્ષણ પૂરૂં કરીને પોતાને ઘેર જવાની તૈયારી કરી ત્યારે ત્યાના આશ્રમમા રહેનારને સૌને ઘણોજ ખેદ થયો હતો. દરેક નર્સને સલામ કર્યા બાદ તેમણે **પાસ્ટર ફ્લી**ડનર પાસે આશીર્વાદ માગ્યો. તેમના માથા ઉપર આ ધર્માત્માએ પોતાનો હાથ મૂક્યો, અને દૃષ્ટિ આકાશ તરફ રાખીને પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા, અને કહ્યું કે, " આ આશ્રમમાં શિક્ષણ લીધાનું સુપરિણામ થાય અને સદા પરોપકાર કરવામા જ તારૂં જીવન ગાળે એટલી જ મારી ઇચ્છા છે. ઇશ્વિર તારૂં રક્ષણ કરો અને મૃત્યુ પર્યંત તને સન્માર્ગ બતાવો અને તને અખંડ મુકિત આપો એટલી જ મારી પ્રાર્થના છે તે ફળીભૂત થાઓ. તથાસ્તુ " અનાથ અને દુ:ખી મનુષ્યની સેવા બજાવવામા પોતાનુ જીવન અર્પણ કરે એ જ આશીર્વાદથી તેને વિદાય કરી એનુ પરિણામ કેટલુ મહાન્ આવશે તે તેને સ્વપ્ને પણ નહોતુ ગુરૂ અને શિષ્યને ફરીથી મળવાનું ભાગ્યમા લખેલુ નહોતું પણ ફ્લૉરેન્સ **નાઇટીંગેલ**નું નામ જગદ્વિખ્યાત થએલું સાભળતા સુધી આ ભલો ગુરૂ જીવ્યો હતો.

કૈસરવર્થમાં રહી આવ્યા પછી મિસ નાઇટીંગેલે ૧૮૫૧ માં આ આશ્રમની સર્વ વ્યવસ્થા ઉપર એક ચોપાનીઉં પ્રસિદ્ધ કર્યું હતું, અને તેના અવતરણમા તે વખતની કુમારિકાઓને યોગ્ય કેટલીક ઘણી ઉત્તમ શીખામણો આપી હતી. લોકોનું ભલું કરવા તરફ તેમનો કેટલો ઉત્સાહ હતો, તે તથા પરોપકારનો સત્ય માર્ગ કેવો હોવો જોઇએ તે સ્પષ્ટ રીતે તેના ઉપરથી સમજાય છે. તે વખતની સ્ત્રીઓ કામ કરવાને તો આતુર હતી; પરંતુ તેમને યોગ્ય શિક્ષણ મેળવવાનાં કાંઇ સાધન નહોતાં.

**મિસ નાઇટીંગેલ** એ વખતે સ્ત્રીજાતિનાં અગ્રેસર હતાં તેમજ તેમના વિચાર પણ ઘણા આગળ વધેલા હતા, અને દરેક કાર્યમાં તે સારાસારનો વિચાર કરીને જ પગલું ભરતાં. સ્ત્રીઓના લાભની ખાતર તેમણે એ દલીલ રજુ કરી કે તેમને યોગ્ય ધંધો કરવામાં ઉત્તેજન આપવું, અને ધંધાને યોગ્ય તેમને કેળવણી આપવી. ખાસ કરીને નર્સનો કે શિક્ષકનો ધંધો સ્ત્રીને માટે વધારે યોગ્ય છે એમ એમની ધારણા હતી. એક ઠેકાણે એ લખે છે કે, "ઓગણીસમી સદીમાં સ્ત્રીઓ પૂર્ણ સ્વતંત્રતા મેળવવાની છે એમ મારા વાંચવામાં આવ્યું છે, પરંતુ હજીસુધી ( ૧૮૫૧ ) તો તેવાં ચિન્હ કાંઇ માલુમ પડતાં નથી. હું જાણું છું કે પુરૂષોનો આમાં કાંઇ દોષ નથી, કારણ કે ઈંગ્લંડમાં સ્ત્રીઓને પોતાની બુદ્ધિશકિત ખીલવવાને જેટલી સ્વતંત્રતા મળે છે તેટલી બીજે કાંઇ મળતી નથી. વાતચિત કરવામાં પણ તેને પૂર્ણ છુટ મળે છે. બુદ્ધિમાન સ્ત્રીને સર્વ માન આપે છે, કોઇ તિરસ્કાર બતાવતું નથી. સ્ત્રીઓએ હાલના જમાનામાં પોતાની બુદ્ધિ શકિતમાં તો હદપાર વધારો કર્યો છે, પરંતુ તેની સાથે પોતાના જ્ઞાનનો વ્યવહારમાં શી રીતે ઉપયોગ કરવો તે તેઓ શીખ્યાં નથી. આજની સ્ત્રીઓ કરતાં મને તો લાગે છે કે ગયા સૈકાની સ્ત્રીઓ વધારે સુખી હતી, કારણ કે તેમનુ શિક્ષણ અને વર્તણુક બન્ને સરખાંજ હતાં. આજની સ્ત્રીઓની ઇચ્છાઓ તો મોટી મોટી હોય છે, પરંતુ ઘણી

બાબતો વ્યવહારમાં શી રીતે મૂકવી, તે આવડતુ નથી. અસલના વખતમા તો જેટલી ઇચ્છા રાખતી તેટલું તો તેમને આવડતું જ."

વ્યાવહારિક બ ધનમાં પડેલી પરણેલી સ્ત્રી કરતાં કુમારિકાની સ્થિતિ વધારે પ્રશ સાને પાત્ર છે એવો મત્ત તે વખતમાં પ્રચલિત હતો પરતુ મિસ નાઇટીંગેલ એ મત કબુલ કરતાં નહિ. એ પ્રસ ગે એક લખેછે કે " આજકાલ કુમારિકાઓનાં વખાણ થાય છે; લોકો કહે છે કે પરણેલી સ્ત્રીની માફક જ કુંવારી સ્ત્રી જો ધારે તો સુખી થઇ શકે. પર તુ કહેનાર એટલો વિચાર નથી કરતાં કે દરેક વસ્તુ જો યથાર્થ રીતે વાપરતા આવડતી હોય તો જ તેને ઉપયોગમાં લેવાય માછલીને જો આવડતું હોય તો જેવી રીતે પાણીમાં રહી શકે છે તેવીજ રીતે હવામાં રહી શકે. કુ વારૂં જીવન કેવી રીતે ગાળવું તે અમને બતાવો તો અમે કબુલ છીએ. હજી સુધી તો કોઇએ ખરો માર્ગ બતાવ્યો નથી. અમને હાલની સ્થિતિ જોતાં તો કબુલ કરવું પડે છે કે કુંવારી જીંદગીમાં કાંઇ જ સુખ નથી; પ્રેમ વિનાનું, કાંઇપણ ઉદ્દેશ વગરનું જીવન તો કંટાળા ભરેલુ જ લાગે પરંતુ હાલના સમયમાં પુરૂષની અને સ્ત્રીની વસ્તી સરખાવી જોતાં માલુમ પડે છે કે સ્ત્રીની સંખ્યા વધારે છે, અને તેથી ધણી સ્ત્રીઓને કુંવારી રહ્યા વગર છૂટકો જ નથી, અને તેમના લાભને ખાતર છોકરાઓની માફક જ છોકરીઓને કાંઇપણ ઉદ્યમે લાગી શકે એવી કેળવણી આપવાની અગત્ય છે"

વળી મિસ નાઇટીંગેલ કહેછે કે " સ્ત્રીઓને કામ કરવાની ઇચ્છા તો હોય છે, કારણ કે તદ્દન કામ વગર તો જીંદગી છેક નિરૂત્સાહી અને અંધકારમય થઇ જાય અને શરીર પણ સાથે ક્ષીણ થઇ જાય, તથા મા બાપ તથા ભાઇ ભાંડુ ને છોકરીઓ ભારે પડે. કોઇ વળી પોતાનાં જીવનની ગ્લાનિ ( ennui ) દૂર કરવાની ખાતર અનાથ લોકોની મુલાકાત લેવાને જાયછે. પરંતુ ત્યા પણ કેવી રીતે વર્તવું, ગરીબ લોકોની સ્થિતિમા સુધારો કરવા શા ઉપાયો યોજવા તેનું જ્ઞાન ના હોવાથી ઉલટું નુકશાન થાયછે. આનુ એક

દૃષ્ટાન્ત હું તમને કહું. એક વખત એક ઝુંપડી જે ઘણુંખરૂં સ્વચ્છ અને વ્યવસ્થિત રહેતી હતી તે અવ્યવસ્થિત અને ગંદી મને માલુમ પડી. અંદર જઇને મેં આ ફેરફારનું કારણ પૂછ્યું ત્યારે એક વૃદ્ધ સ્ત્રી બોલી 'બાઇ, એમાં તે સવાલ કરવા જેવું શું છે ? જો અમે સર્વ અસ્તવ્યસ્ત ના રાખીએ તો જે ગૃહસ્થની સ્ત્રીઓ અમને મદદ કરવા આવેછે તેઓ એક રાતી પાઇએ અમને દેખાડે નહિ. "

આવી મુલાકાત કરવામાં પણ ડહાપણ જોઇએ છે, ને તે ઘણાં થોડાં-નામાં જ હોયછે." સ્ત્રીઓને નર્સનો અને અનાથોને મદદ કરવાના ( deacon ess ) ધંધાનુ શિક્ષણ આપવું જરૂરનું છે એ બાબત સિદ્ધ કર-વાને મિસ નાઇટીંગેલે આટલું વિવેચન કર્યું હતું. કૈસરવર્થથી આવ્યા પછી તેવી સંસ્થા ઈંગ્લંડમાં સ્થાપવાની તેમની ઘણી ઇચ્છા હતી નર્સ થાય તેને સન્યાસ લેવો પડે એવો પ્રૉટેસ્ટંટ પંથના લોકોને ભય હતો તે દૂર કરવાને તેમણે કૈસરવર્થનો આશ્રમ જે પ્રૉટેસ્ટંટ પંથના જ લોકોને માટે હતો તે આ-દર્શ તરીકે બતાવ્યો.

તે સમય એવો હતો કે સ્ત્રીઓને માટે આ નવો ધંધો દાખલ કરાવવા માટે ઘણો જ વિરૂદ્ધ મત હતો અને તેથી ઘણી સાવચેતીની જરૂર હતી. લો-કોને અને ધર્મગુરૂઓને સમજાવવાને માટે ધર્મ પુસ્તકોનાં અને મહાન પુરૂ-ષોનાં વચનોના પ્રમાણ લેવાની અગત્ય પડતી આ ધંધો રોમન કૅથલીક પંથના લોકોએ મૂળ સ્થાપ્યો નથી તે માટે મહાત્મા લ્યુથરનાં વચન મિસ નાઇટીં-ગેલ બતાવે છે. " દુઃખમાં ઘટાડો કરવાને, અને દુઃખમા આશ્વાસન દેવા સ્ત્રીઓમાં કાઇ વિશેષ જ ખુબી રહેલી છે અને પુરૂષના કઠોર શબ્દ કરતાં સ્ત્રીની મધુર વાણીમાં વધારે મૃદુતા રહેલી છે, જેથી મનુષ્યના મન ઉપર ઘણી જલદી અસર થાય છે અને તેજ માટે નર્સ તરીકે તો સ્ત્રીઓએ જ કામ કરવું જોઇએ." આવી રીતે અનેક પ્રમાણોને આધારે એ સિદ્ધ કરી આપે છે કે ક્રીશ્ચીઅન ધર્મની આ બાબતમાં પૂર્ણ સમ્મતિ છે, અને કોઇપણ રીતે સ્ત્રીઓને

અયોગ્ય એ ધંધો નથી, અને તે કાંઇ રોમન કેથલીક લોકોએ બતાવેલો માર્ગ નથી પ્રૉટેસ્ટંટ ધર્મની અસલની સંસ્થાઓ ના ચાલી તેનું કારણ એ જ હતુ કે શિક્ષણ લેવાનાં યોગ્ય સાધનો નહોતા.

કૈસરવર્થનો આશ્રમ એ સર્વ સાધનો પૂરાં પાડેછે માટે જ તે આદર્શ રૂપ છે.

## પ્રકરણ ૫ મું.



કૈસરવર્થમાંથી નીકળ્યા પછી થોડોક વખત ફ્લૉરેન્સ પૅરીસના "સીસ્ટર્સ ઑફ સેંટવીન્સેટ ડી પૉલ" ના મઠમાં રહ્યાં. તેમને ધર્મની બાબતમા ખોટું મતાંધપણું નહોતું અને તેથી જ આ રોમન કૅથલીક મઠની વ્યવસ્થાને નિષ્પક્ષપાતપણે તે વખાણતાં. આ સિસ્ટર્સ ખરેજ પરોપકારી બહેનો હતી તેમની સ્થાપેલી હૉસ્પીટલો અને નિશાળો જગત્પ્રસિદ્ધ હતી. કૈસરવર્થના આશ્રમ કરતાં એ ઘણા જુના વખતથી સ્થપાએલો આશ્રમ હતો અને સર્વ વ્યવસ્થા પણ તેજ કારણને લીધે વધારે ચઢીઆતી હતી.

પૅરીસમાં પણ મિસ નાઇટીંગેલને દવાખાનામાં 'સર્જરી' (શસ્ત્ર વિદ્યા) નો અભ્યાસ કરવાનો પ્રસગ મળ્યો ત્યાંની સિસ્ટર્સની સાથે તેમણે અનાથ લોકોના ઘરની મુલાકાત લીધી અને યોગ્ય રીતે દાન કરવાના સર્વ પ્રયોગ ઘણી ઝીણવટથી તેમણે જોયા અને સર્વની નોંધ લઈ લીધી આ મુસાફરી કરતાં કરતા તે સખત માંદગીને વશ થયાં અને તેથી તે સિસ્ટર્સની સારવાર કરવાની કુશળતા અને કાળજીનો તેમને પ્રત્યક્ષ અનુભવ મળ્યો.

મુસાફરી કરી શકાય એટલી શક્તિ જ્યારે તેમનામાં આવી ત્યારે તે પોતાને ઘેર પાછાં આવ્યાં અને ઍમ્બ્લી પાર્ક તથા લીહર્સ્ટની ખુલ્લી હવામાં રહીને પોતાની તબીયત સુધારી દીધી ત્યાં રહીને પણ આસપાસના લોકોને ઘેર જઇને દાન વગેરેનાં પરોપકારનાં કાર્ય તો એ કર્યા જ કરતા હતાં. નર્સીંગમા તેમની કુશળતા જોઇને ગામડીઆ લોકો તો છક જ થઇ જતા હતા. ભલા ભલા શીખેલા દાકતરો કરતા પણ તેમને હાડવૈદુ વધારે સારી રીતે આવડતુ એમ લોકોનો મત હતો.

ઍમ્બ્લીમાં જ્યારે એ રહ્યા ત્યારે મિ. અને મિસીસ સિડની હર્બટનાં પરોપકારનાં કાર્યમાં તે ઘણા ઉત્સાહથી ભાગ લેતા હતાં. તેમનું ઘર તેમની

નજીક જ હતું એટલે જવા આવવાનું ઘણું અનુકૂળ હતું. આ પરોપકારી દંપતી એ બાળકો માટે એક દવાખાનું, તથા નિશાળો સ્થાપી હતી, તેમજ અનાથ સ્ત્રીઓના હિતને માટે પણ અનેક ઉપાય યોજ્યા હતા.

મિસ નાઇટીંગેલની તબીયત જ્યારે બરોબર સુધરી ત્યારે તે લંડનમાં જઇને કામ કરવા લાગ્યાં લંડનમા વસતી ઘણીક ગૃહસ્થની સ્ત્રીઓ ગરીબાઇને લીધે અનેક સંકટ વેઠતી હતી. તેમની દયાર્દ સ્થિતિ જોઇને માયાળુ મિસ નાઇટીંગેલને ઘણી જ દયા ઉપજી, તેવી અનાથ સ્ત્રીઓનું છુપું દુઃખ ટાળવાની તેમને ઉત્કંઠા થઇ, અને તેથી જ તેવી સ્ત્રીઓને કાંઇ ઉપયોગી ઉદ્યોગની કેળવણી આપવી જોઇએ એવો તેમનો નિશ્ચય થયો. ઉછરતી છોકરીઓને તો નર્સનું ને 'ડીકનેસ'નું શિક્ષણ લેવાને તેમણે ઉશ્કેરી. પરંતુ જેઓ મોટી ઉમરના હતા, અને જેમનાથી શિક્ષણ લેઇ શકાય એવી સ્થિતિ નહોતી તેમનું કાંઇ ભલું કરી શકાય એ હેતુથી તેમણે "અનાથ સ્ત્રી શિક્ષકોના આશ્રમ" ની દેખરેખ રાખવા માંડી. તે વખતે સ્ત્રી શિક્ષકોને પગાર બહુ જ જુજ મળતો, ને તેમની સ્થિતિ ખરેખર ઘણી જ દયાજનક હતી તેમના શેઠ શેઠાણી ઘણી કઠોરતાથી તેમની સાથે વર્તતા, અને અનેક રીતે તેમને કાયર કરતા. વળી જ્યારે વૃદ્ધાવસ્થા થતી, અથવા માંદગીને લીધે કામ કરવાને અશક્ત થાય ત્યારે તો તેમને કોઇનો જ આશરો નહિ આવી સ્ત્રીઓને માટે જ આ આશ્રમ હતો. ત્યાં રહ્યાથી મિસ નાઇટીંગેલને એક મોટો લાભ એ મળ્યો કે જે જ્ઞાન કૈસરવર્થમા તેમને મળ્યું હતું તેને ઉપયોગમાં લાવવાનો પ્રસંગ મળ્યો તથા કોઇપણ મોટી સંસ્થાની વ્યવસ્થા કેવી રીતે રાખવી જોઇએ તેનો પણ અનુભવ મળ્યો અવ્યવસ્થા તથા પૈસાની તંગીને લીધે આ આશ્રમ તુટી જવા જેવો થઇ ગયો હતો તે વખતે ફ્લૉરેન્સે કુશળતા વાપરીને પાછો ઠેકાણે આણ્યો પોતાના મિત્રો પાસેથી પૈસા ઉઘરાવ્યા, અને લોકોને તેનો ખરો ઉદ્દેશ શો છે તેનો બોધ કર્યો અને અત્યંત માથાકુટ કરીને તેને અસલની સ્થિતિએ આણ્યો.

આ આશ્રમની મુલાકાતે એક સ્ત્રી આવી હતી. તે લખે છે કે—" **મિસ નાઈટીંગેલ** એકી વખતે અનેક કામ કરતાં માલુમ પડે છે–માંદાઓને દવા આપવી, દરેક દર્દીઓને માટે નર્સનો બંદોબસ્ત કરવો, હિસાબ કિતાબ રાખવો એ સર્વ સાથે કરે છે."

**મિસ નાઇટીંગેલ** લોકોને મળવા હળવા ઝાઝું જતાં નહિ અને પોતાના અંગત મિત્રો શિવાય ઘરમાં પણ કોઈ સાથે મળતાં નહિ.

તેમની અથાગ મહેનતને લીધે આશ્રમની વ્યવસ્થા સુધરી અને તે ઉપરાંત તેમને ત્યાં રહીને જે અનુભવ મળ્યો તે તેમને આગળ જતાં બહુ ઉપયોગમા આવ્યો દર્દીના મોં આગળ શાંત આનંદી પ્રકૃતિ રાખવી, ધીરજ રાખવી. એ સર્વ તે અહીં જ શીખ્યા; તેમની સ્વાભાવિક પ્રકૃતિ ઘણી જ સુશીલ અને માયાળુ હતી, એટલે તેમને પોતાનું કાર્ય બહુ કઠણુ લાગ્યું નહિ, પરંતુ તેમની નાજુક તબીયતને લીધે તેમનાથી તનની મહેનત ઘણો વખત થઇ શકી નહિ તેથી ત્યાંથી જવાની તેમને જરૂર પડી.

તબીયત સુધારવાને ઍમ્બ્લીપાર્ક અને **લી**હર્સ્ટમાં પાછા તેમને રહેવું પડયું. થોડા મહિનાના આરામ પછી તેમણે જે મહાન કાર્ય કરીને પોતાની ખ્યાતિ આખા જગતમાં ફેલાવી તેને માટે તેમને તૈયારી કરવી પડી.

# પ્રકરણ ૬ ઠું.



ક્રાઇમીયાની મોટી લડાઇમાં ફ્લૉરેન્સ નાઇટીંગેલે જે અખંડ નામના મેળવી તે પહેલાં તેમના મિત્રોને તો ભવિષ્યની તેમની ખ્યાતિની ઝાખી થતી હતી.

આ મહાન્ સંગ્રામ ઇ. સ. ૧૮૫૪ ની વસંત ઋતુમાં શરૂ થયો. ઘણા વખતથી ગ્રેટબ્રિટન અને રૂશિઆ સાથે ઝગડો ચાલતો હતો. ૧૮૫૪ ના માર્ચ મહિનામાં ગ્રેટબ્રિટન તરફથી છેવટની સુચના મોકલી તે રૂશિયાએ સ્વીકારી નહિ, તેથી ઇંગ્લંડને તુર્કસ્તાનના સુલતાનને મદદ કરવાની અને રૂશિઆ સાથેનો સંબંધ તોડી નાખવાની અગત્ય પડી અને રૂશિઆની સાથે વિગ્રહ શરૂ થયો.

આ વખતે ફ્રાન્સ અને ઇંગ્લંડનો એકારો હતો તેથી ફ્રાન્સ અને ઇંગ્લંડ બને દેશમા રણસંગ્રામ માટે તૈયારી થવા માડી. સર ચાર્લ્સ નેપીઅરને નૈકાસૈન્યના ઉપરી તરીકે મોકલવામાં આવ્યો હતો આખા દેશને લડાઇમાં યશ મેળવવાને માટે ઘણોજ ઉત્સાહ હતો. અને તેથી જ સર્વ સૈનિકો જુસ્સાભેર તૈયારી કરતા હતા.

એક પછી એક બ્રિટિશ સૈન્યની જીત થયાની ખબર આવતી પરંતુ એ વિજયની ખબર સાથે એવા સમાચાર આવવા લાગ્યા કે ઘાયલ થયેલાની સંખ્યા દિવસે દિવસે ઘણી જ વધી જાય છે. દર્દીઓની સંભાળ બીલકુલ લઇ શકાતી નથી અને માણસો કૂતરાં બિલાડાંની માફક મૃત્યુવશ થાય છે. લશ્કરની વ્યવસ્થામાં ઘણી જ ગફલત થતી હતી. સૈનિકોનો ખોરાક ખુટી પડયો હતો.

દારૂગોળાની નીચે ખોરાક, કપડાં વગેરે સર્વ ચીજોને ભરી દેવાઇ ગઇ હતી. તેથી જ્યારે તેની જરૂર પડી ત્યારે કાંઇ બહાર નીકળી શક્યું નહિ. વળી

જથાબંધ સામાન બીજે જ કાંઠે આવીને પડયો રહ્યો હતો. ઘાયલ થયેલા સિપાઈઓને પાટાપુટીના લૂગડાં પણ મળી શકતાં નહિ.

આ પ્રસંગની એક નોંધ છે કે " દરદીની ઇસ્પીતાળમાં જે વસ્તુઓનો ઘણો જ ખપ પડે એવી સાધારણ ચીજો પણ અહીં નથી.

" સ્વચ્છતા ઉપર તો કોઈ લક્ષ આપતું જ નથી;

" લોકો દુર્ગંધને લીધે અર્ધા તો મરી જાયછે.

" ઘાયલ થયેલાને જોનાર સરખું એ કોઇ હોતું નથી. જેવા પડે છે તેવાજ મરી જાયછે.

" ઘાયલ થયેલા સિપાઇઓની સંખ્યા એટલી વધવા માંડી કે ડાક્ટરો ઓછા પડયા.

" અંતકાળની પીડા ઓછી કરવાને ત્યાં સ્ત્રીનો કોમળ હસ્ત તો લાવે જ કયાંથી ?

ઈંગ્લંડના સૈનિકની આવી દયાજનક સ્થિતિ હતી; પરંતુ ફ્રેંચ સિપાઇઓની તો ઘણીજ સંભાળ લેવાતી હતી. સંગ્રામની છાવણીમા અને ઇસ્પીતાળમાં, સિસ્ટર્સ ઓફ મર્સિ, દરદિઓની સારવાર અત્યંત ખંતથી કરતી હતી. તેમને દવા, દારૂ, ખોરાક, વસ્ત્ર વિગેરે સર્વ વખતસર મળતું ફ્રાન્સના રોમન કૅથલીક મઠમા તેમને આજ કામ શીખવવામાં આવ્યુ હતું, અને લડાઇમાં જવાને તેમને કાઇ પ્રતિબંધ નહોતો તે પ્રસંગે વર્તમાન પત્રોમાં ઈંગ્લીશ લોકો વિશે એવાં સખત લખાણ આવ્યાં કે સર્વને નીચું જોવું પડયુ. એક પત્ર લખે છે કે " સ્કયુટેરાઇની ઇસ્પીતાળમાં રીબાતા સૈનિકોની વ્હારે ધાનાર શું ઈંગ્લંડમા કોઇ પરોપકારી સ્ત્રીઓ નથી ? આવી ખરેખરી અણીને વખતે દયાનુ કામ કરવાને કોઇ તૈયાર નહિ થાય ? ફ્રાન્સ તરફથી તો સિસ્ટર્સ ઑફ મર્સી ( પરોપકારી બહેનો ) સંખ્યા બંધ ગઇ છે, અને સ્ત્રીઓને યોગ્ય સર્વ કામ કરીને દુઃખીનાં દુઃખનું નિવારણ કરેછે. આપણે શું

ફ્રેંચ લોકો કરતાં સ્વાર્થ ત્યાગમા અને કર્ત્તવ્ય પરાયણતામાં ઉતરતા રહીશુ ?" રણસંગ્રામમાં ગયેલા સૈનિકોની સ્ત્રીઓ લશ્કરી છાવણીમાંથી આ અથાગ પીડાના સમાચાર મોકલતી હતી તેઓ તેમનાથી બને તે ઉપાય કરતી હતી. પણ કામ એટલુ વિકટ થઇ પડ્યું હતુ કે, કોઈનું કાંઇ ઉપજી શકતું નહિ. એક સ્ત્રી લખે છે—" છાવણીમા ઠેર ઠેર માદા અને ઘાયલ થયેલા માણસો પડ્યા છે, મારા ઓરડાના મોં આગળ કેટલા તો પડ્યા છે; મારાથી બનતા ઉપાય તો હુ કરૂં છુ ઘાયલ થયેલાઓને માટે હુ રસોઇ તૈયાર કરી આપું છુ ; મારી પાસે એક સ્ત્રી નર્સ નથી, પણ મને લાગેછે કે હોય તો ઘણું સારૂં. ફ્રેન્ચ લોકો તરફથી પચાસ નર્સ કામ કરે છે. " ઇંગ્લડ તરફથી સ્ત્રી નર્સો નહોતી મોકલી તેનું કારણ લશ્કરીના વડા અધિકારી તરફથી એવું આપવામાં આવ્યું કે, " લશ્કરના ઓફીસર વર્ગને એ વાત બહુ પસદ પડતી નથી પહેલાની લઢાઇઓ વખત સ્ત્રી નર્સો મોકલવામા આવી હતી પણ તે પ્રયોગ સફળ થયો નહોતો, કારણ કે ઘણા હલકા વર્ગની સ્ત્રીઓ નર્સ તરીકે ગઇ હતી, તેઓ એટલી દુર્વ્યસની અને દુરાચારી હતી કે માદા સિપાઇઓ કરતાં તેમની સભાળ લેવાનું કામ ઘણુ કઠણ થઇ પડતુ. આજની લઢાઇ વખતે પણ નર્સોનો બદોબસ્ત કરવા માડ્યો, પણ સર્વ નર્સની જુમેદારી રાખનાર કોઇ ગૃહસ્થની સ્ત્રી જોઇએ તે મળવી મુશ્કેલ છે. છેવટ [મિસ્ટર સિડની હર્બર્ટે] [મિસ નાઇટીંગેલનું] નામ સુચવ્યુ, અને આ ભલી નારીએ તરત તે કામ ઉઠાવી લેવાની હા પાડી, " ઇંગ્લડ તરફથી નર્સો નહોતી મોકલાઈ તેનુ ખરૂં કારણ તો આજ હતુ. ઇસ્પીતાળોમા જે નર્સો કામ કરતી હતી તે બીલકુલ આબરૂદાર સ્ત્રીઓ નહોતી, તેઓ તદન અભણ હતી અને પોતાના કામની પણ તેમને કાંઇ આવડ નહોતી.

કેટલીએક આબરૂદાર સ્ત્રીઓ લશ્કરમાં નર્સ તરીકે જવાને ખુશી હતી; પરંતુ તેમને માદાની સારવાર કેવી રીતે કરવી તેનો જરા ખ્યાલ નહોતો. અને હાથ નીચેના નોકરો ચાકરને શી રીતે દાબમાં રાખવા તે કાંઈ આવડતું

નહિ આ ઉપરથી સ્ત્રી નર્સો સમુળગી ના મોકલવી એમ જ દુરસ્ત લાગ્યું. વર્તમાન પત્રોનાં લખાણોથી સ્ત્રીઓની સ્વદેશ પ્રીતિ જાગ્રત થઇ અને સરકારમાં અનેક અરજીઓ આવવા લાગી. પણ તેની વ્યવસ્થા કોણ કરશે, અને કેવી રીતે થશે, તેનો હવે સવાલ રહ્યો. મિ. સિડની હર્બર્ટ લશ્કર ખાતાનો ઉપરી હતો, અને એને તરત પોતાની મિત્ર મિસ નાઇટીંગેલનું નામ સુઝી આવ્યું તેને એમજ લાગ્યુ કે કેળવણી, ગૃહસ્થાઇ અને આબરૂ સર્વ રીતે આ એક જ સ્ત્રી નર્સોનું ઉપરીપણું કરવાને તથા બધી દેખરેખ કરવાને યોગ્ય છે. તે મિસ નાઇટીંગેલને ઘણી સારી રીતે ઓળખતો હતો. ઈંગ્લંડમાં અને બીજે દેશ પરદેશ ફરીને તેમણે કેટલું જ્ઞાન અને અનુભવ મેળવ્યું હતું તે તે બરાબર જાણતો હતો. તે ઉપરાંત હાર્લી સ્ટ્રીટના શિક્ષકોમાં રહીને તે સર્વ રીતની યોજના કેવી રીતે કરવી તે તે શીખ્યાં હતાં, તે વાત પણ તે જાણતો હતો. મિસીસ હર્બર્ટે પણ એવો જ મત આપ્યો કે જો મિસ નાઇટીંગેલ આ કામ ઉપાડી લેવાની હા કહે તો ખચીત બધી યોજના ફતેહમંદ નીવડે. પરંતુ સ્વાભાવિક રીતે આવી ધાસ્તી ભરેલું કામ કોઇને સોંપવાની સુચના કરતાં ખંચાવાય તો ખરૂં જ. મિ. અને મિસીસ નાઇટીંગેલ પણ પોતાની પ્રિય સ્નેહીને આવું જીંદગીના જોખમ ભરેલુ તે ઉપરાંત લોકોની વિરુદ્ધ ટીકા સહીત કરવાનું કામ સોંપતા અચકાયાં. આવા મોટા ગૃહસ્થની પુત્રી તે શું સાધારણ સિપાઈની સારવાર કરે ? એવી રીતની અજ્ઞાન લોકો જરૂર ચર્ચા કરશે એમ તેમને લાગ્યુ. મિ. હર્બર્ટને એમ તો લાગ્યું જ હતું કે જો કદાપિ મિસ નાઇટીંગેલ જવાની હા પાડે તો તેમને સર્વ પ્રકારની સત્તા સ્વાધીન કરવી અને સરકાર તરફથી સર્વ રીતે સહાયતા આપવી, કારણ કે તેથી ઘણો ફેર પડે. દરેક નર્સ સ્વતંત્રપણે લશ્કરની છાવણીમાં વર્તે એમ તો કરી શકાય જ નહિ. તેમ જ સ્કયુટેરાઇની ઇસ્પીતાળના અધિકારીઓને પણ તેમની દેખરેખ રાખવાનું કામ સોંપાય તેમ પણ નહોતું કેમકે ત્યાની ઇસ્પીતાળોમાં તો સડો પેઠેલો હતો. ને તે તો ખાસ સુધાર-

વાનો ઉદ્દેશ હતો અને મિસ નાઇટીંગેલ જેવી બાહોશ સ્ત્રી સર્વ સત્તા વગર યોજના કરવાનું કબુલ પણ કરી શકે જ નહિ.

ભાગ્ય જોગે મિ. સિડની હર્બર્ટને ઓળખાણ પીછાણ ઘણાં હતાં અને સરકારમાં વગ સારી હતી. તેથી મિસીસ નાઇટીંગેલને ક્રાઇમીઆની નર્સના સ્યુપરીન્ટેન્ડેન્ટ ( નિયોજક) તરીકે મોકલવાની સુચના સર્વાનુમતે કબુલ થઇ અને તે ઉપરાંત ઉપરી વર્ગના મનને પણ નિવૃતિ થઈ. જ્યારે સર્વ કબુલતે આટલી ગોઠવણ થઇ ત્યારે સિડની હર્બર્ટે મિસ નાઇટીંગેલને નીચે પ્રમાણે કાગળ લખ્યો:

ઓકટોબર, ૧૫, ૧૮૫૪

પ્રિય મિસ નાઇટીગેલ.

ન્યુસ પેપરો ઉપરથી તમને માલૂમ તો પડયું જ હશે કે સ્કયુટેરાઇમાં નર્સની કેટલી ખોટ છે, ડાકટરો, કપડા, પાટા, પટ્ટી, વગેરેની જે ખોટ હતી તે માટે તો યોગ્ય ઉપાયો લેવાઇ ગયા છે કારણ કે ઘણા ડાકટરો અહીંથી મોકલ્યા છે ને તે તો હવે કોન્સ્ટેન્ટીનોપલ પહોચી પણ ગયા હશે ખોરાક, દવાદારૂ, ઓઢવાનાં, પાથરવાના, ચાદરો, કાંજી વિગેરે હજારો મણ માલ મોકલ્યો છે, ને જો ખરે રસ્તે જશે તો તે પણ સર્વ પહોંચી ગયા હશે પરંતુ સ્ત્રી નર્સોની ખોટ તો કાયમ જ છે. લશ્કરી ઇસ્પીતાળોમાં હજી સુધી કોઇ સ્ત્રી નર્સોને દાખલ કરવામા આવી નથી. રણસંગ્રામમાં સ્ત્રી નર્સોની મોટી સંખ્યા લઇ જવાની ઘણી અગવડ પડે પણ સ્કયુટેરાઇમા તો હવે એક સ્થાયી ઇસ્પીતાળ થઈ છે અને તેથી સ્ત્રી નર્સો દાખલ કરવામા હવે કાંઇ વાંધા જેવું નથી, બલ્કે તેથી ઉલટો ઘણો લાભ થવા સંભવ છે, કારણ કે મરદો સમજ્યા વગર સારવાર કરે એ તદન અસંભવીત વાત છે. અનેક સ્ત્રીઓ તરફથી મારા ઉપર સ્કયુટેરાઇ જવાને અરજીઓ આવી છે. પણ ઇસ્પીતાળ કેવી હોય તથા તેમાં કેટલું કામ કરવાનુ હોય તેનો તેમને મુદ્દલ ખ્યાલ નથી. અને ખરૂં કામ પડે

ત્યારે એ લોકો ખસી જાય અથવા તદ્દન નામનું કામ કરે અને તેથી ઉલટાં ભારે પડે તે ઉપરાંત કાયદાને આધીન થવાની લશ્કરમાં કેટલી અગત્ય છે તે તેઓ સમજી શકે નહિ આવા મોટા કાર્યને માટે ઇંગ્લંડમાં તો એક જ નિયોજક છે, એમ મને તો લાગે છે; અને મારી નજર તો તમારા ઉપર જ ઠરે છે. તમે હા કહેશો કે નહિ તે પ્રશ્ન છે, કયા વર્ગમાંથી નર્સો પસંદ કરવી એ કામ ઘણું કઠણ છે, પણ તમે તે સર્વ સારી રીતે સમજો છો. પસંદ કર્યા પછી એ આટલું વિકટ કામ કાયદેસર તેમની પાસે હીમતથી લેવડાવવું, અને ત્યાંના લશ્કરી અમલદારોની સાથે, સલાહ સંપથી રહીને બધી વ્યવસ્થા, કરવી એ સર્વ ઘણું જ કઠણ કામ છે અને તેટલા જ માટે કોઈ ઘણાજ કુશળ નિયોજકની જરૂર છે.

મારી માગણી એ જ છે કે આટલી આટલી અગવડો છતાં તમે નિયોજક તરીકે જવા ખુશી છો? તમને બધી રીતની સત્તા સરકાર તરફથી મળશે, અને તે ઉપરાંત ત્યાંના હસ્પીતાળના અધિકારીઓ તમારી આડે જરા નહિ આવે, એવો હું ચોકસ બંદોબસ્ત કરી આપીશ, અને સરકારમાંથી તમારૂં કામ મન ગમતું થવાને જેટલા પૈસા જોઇએ તેટલા ખર્ચવાને હું તમને છુટ આપીશ. તમને જવા માટે હું કાંઇ બહુ ખોહોંસ નથી કરતો પણ આવી અગ્ણીની તક સાચવનાર તમારા જેવું કોઈ મારા જાણમાં નથી જો તમે હા કહેશો તો જ આ યોજના સફળ થશે. તમારા પોતાના સ્વાભાવિક ગુણો, તમારૂં જ્ઞાન, તમારી જનસમુહમાં પદ્ધી એ સર્વ જોતાં તમે જ યોગ્ય નાયક છો. તમે જો હા કહેશો તો હજારો માણસનું ભલું થશે. તમારી પોતાની તો વખતે મરજી થશે, પણ તમારાં માતા પિતા તમને જવાને પરવાનગી આપશે? આ કાર્ય આખા દેશના ભલાને ખાતર છે, અને સુચના સરકાર તરફથી થઈ છે, તેથી તમારાં માન આબરૂ સર્વ રીતે સચવાશે. ત્યાં જઇને તેમ જ રસ્તામાં તમારે માટે સર્વ બંદોબસ્ત થશે, અને સર્વ તમારી આજ્ઞાને તાબે રહેશે. તમને આ સર્વનો વિચાર હાલ ,નહિ આવે પણ મ્હારે તો પ્રથમથી કહેવું જ જો-

ઇએ. હું આશા રાખુ છું કે તમે જવાને કબુલ થશો, ઇશ્વર તમને એ જ રસ્તે પ્રેરે એટલુ માગુ છું.

લિ૰ સિડની હર્બર્ટની

સ્નેહ સહિત સલામ.

આ વખતે મિસ નાઇટીંગેલ લીહર્સ્ટમાં રહીને વર્તમાન પત્રોનાં તે વખતનાં નર્સોની ખોટ માટેનાં લખાણ વાંચી તેના જ વિચારો કરતાં હતાં. દરરોજ સ્કયુટેરાઇમાં પીડાતા લોકોના વધારે ને વધારે દયાજનક સમાચાર આવતા હતા. ફ્લૉરેન્સ નાઇટીંગેલ વાંચીને બેસી રહે એવી સ્ત્રી નહોતી. અને ૧૫ મી અકટોબરની સાંજ પહેલાં તેમણે મિ. સિડની હર્બટને કાગળ લખીને સ્કયુટેરાઇની ઇસ્પીતાળમાં કામ કરવા જવાની માગણી કરી. મિ. હર્બર્ટે તેમના ઉપર કાગળ લખ્યો હતો, તેની તો તેમને કાંઇ ખબર પણ નહોતી, અને તેથી જ જાણે ફ્લૉરેન્સ નાઇટીંગેલને આ કાર્ય કરવાને ઇશ્વરી વાણી થઇ હોય એમ ભાસે છે.

ત્યારે એ લોકો ખશી જાય અથવા તદ્દન નામનું કામ કરે અને તેથી ઉલટાં ભારે પડે તે ઉપરાત કાયદાને આધીન થવાની લશ્કરમાં કેટલી અગત્ય છે તે તેઓ સમજી શકે નહિ. આવા મોટા કાર્યને માટે ઇંગ્લંડમાં તો એક જ નિયોજક છે, એમ મને તો લાગે છે; અને મારી નજર તો તમારા ઉપર જ ઠરે છે. તમે હા કહેશો કે નહિ તે પ્રશ્ન છે, કયા વર્ગમાંથી નર્સો પસંદ કરવી એ કામ ઘણુ કઠણ છે, પણ તમે તે સર્વ સારી રીતે સમજો છો. પસંદ કર્યા પછી એ આટલું વિકટ કામ કાયદેસર તેમની પાસે હીમતથી લેવડાવવું, અને ત્યાંના લશ્કરી અમલદારોની સાથે, સલાહ સંપથી રહીને બધી વ્યવસ્થા, કરવી એ સર્વ ઘણું જ કઠણ કામ છે અને તેટલા જ માટે કોઈ ઘણાજ કુશળ નિયોજકની જરૂર છે.

મારી માગણી એ જ છે કે આટલી આટલી અગવડો છતા તમે નિયોજક તરીકે જવા ખુશી છો? તમને બધી રીતની સત્તા સરકાર તરફથી મલશે, અને તે ઉપરાંત ત્યાંના હસ્પીતાળના અધિકારીઓ તમારી આડે જરા નહિ આવે, એવો હું ચોક્કસ બંદોબસ્ત કરી આપીશ, અને સરકારમાંથી તમારૂં કામ મન ગમતું થવાને જેટલા પૈસા જોઇએ તેટલા ખર્ચવાને હું તમને છુટ આપીશ. તમને જવા માટે હું કાંઇ બહુ આહોંસ નથી કરતો પણ આવી અ-ણીની તક સાચવનાર તમારા જેવું કોઈ મારા જાણમાં નથી. જો તમે હા ક-હેશો તો જ આ યોજના સફળ થશે. તમારા પોતાના સ્વાભાવિક ગુણો, તમારૂં જ્ઞાન, તમારી જનસમુહમાં પદ્ધી એ સર્વ જોતાં તમે જ યોગ્ય નાયક છે. તમે જો હા કહેશો તો હજારો માણસનું ભલું થશે. તમારી પોતાની તો વખતે મરજી થશે, પણ તમારાં માતા પિતા તમને જવાને પરવાનગી આપશે? આ કાર્ય આખા દેશના ભલાને ખાતર છે, અને સુચના સરકાર તરફથી થઈ છે, તેથી તમારાં માન આબરૂ સર્વ રીતે સચવાશે. ત્યાં જઇને તેમ જ રસ્તામાં ત-મારે માટે સર્વ બંદોબસ્ત થશે, અને સર્વ તમારી આજ્ઞાને તાબે રહેશે. તમને આ સર્વનો વિચાર હાલ નહિ આવે પણ મહારે તો પ્રથમથી કહેવું જ જોઈ-

ઇએ. હું આશા રાખુ છું કે તમે જવાને કબુલ થશો, ઇશ્વર તમને એ જ રસ્તે પ્રેરે એટલું માગુ છુ.

લિ૰ સિડની હુર્બર્ટની

સ્નેહ સહિત સલામ.

આ વખતે મિસ નાઇટીંગેલ લીહર્સ્ટમાં રહીને વર્તમાન પત્રોનાં તે વખતનાં નર્સોની ખોટ માટેનાં લખાણુ વાંચી તેના જ વિચારો કરતાં હતાં. દરરોજ સ્કયુટેરાઇમાં પીડાતા લોકોના વધારે ને વધારે દયાજનક સમાચાર આવતા હતા. ફ્લૉરેન્સ નાઇટીંગેલ વાંચીને બેસી રહે એવી સ્ત્રી નહોતી. અને ૧૫ મી અક્ટોબરની સાજ પહેલાં તેમણે મિ. સિડની હુર્બટને કાગળ લખીને સ્કયુટેરાઇની ઇસ્પીતાળમાં કામ કરવા જવાની માગણી કરી. મિ. હુર્બર્ટે તેમના ઉપર કાગળ લખ્યો હતો, તેની તો તેમને કાંઇ ખબર પણ નહોતી, અને તેથી જ જાણે ફ્લૉરેન્સ નાઇટીંગેલને આ કાર્ય કરવાને ઇશ્વરી વાણી થઇ હોય એમ ભાસે છે.

---

## પ્રકરણ ૭ મું.

એક અઠવાડીયાની અંદર મિસ નાઇટીંગેલે બધો બંદોબસ્ત કરી દીધો અને પોતાની સાથે લઇ જવાને નર્સો તૈયાર કરી. ખાલી વાત કરીને વખત કહાડવાનો તેનો સ્વભાવ નહોતો પણ પોતાનું કામ પાર પાડવાનો જ માત્ર ઉદ્દેશ હતો; તે ઉપરાંત તેમના એક કહેણથી કેટલીક સ્ત્રીઓ જવાને તૈયાર થઇ. સરકાર તરફથી રીતસર લખાણ આવ્યું કે મિસ નાઇટીંગેલને આ દેશમાંની બીજી સર્વ સ્ત્રીઓ કરતાં ઇસ્પીતાળના વહીવટનો ઘણો અનુભવ છે. અને તેથી તેમણે સૈનિકોની સારવાર કરવાને નર્સોની યોજના કરવાનું મહાન કાર્ય માથે લીધું છે. અને તેથી સરકાર તરફથી તેમની સ્કયુટેરાઇમાં નર્સોનાં ઉપરી તરીકે નીમણુંક કરવામાં આવી છે. મિસ નાઇટીંગેલનું નામ અત્યાર સુધી લોકોની જાણમાં નહોતું તે ઘેરઘેર ને આંગણે આગણે ગવાવા માંડ્યું. વર્તમાનપત્રો એમના હેવાલથી ભરાયેલાં નીકળવા માહયાં. તે સમયે સ્ત્રીઓને આટલી છુટ નહોતી તેથી લોકોને બહુ અજાયબી લાગવા માંડી. એક વર્તમાન પત્રવાળાએ નીચે પ્રમાણે તેમનો હેવાલ આપ્યો હતો મિસ નાઇટીંગેલ એક ઘણી જ સુજ્ઞ, સુશિક્ષિત સુકુળ યુવતી છે. પ્રાચીન ભાષાઓ, ગણિત શાસ્ત્ર, સાયન્સ, અને સાહિત્યમાં નિપુણ છે. તેમનું જ્ઞાન અથાગ છે. ફ્રેંચ, જર્મન, ઇટેલીઅન સર્વ ભાષાઓ સ્વભાષાની માફક જ બોલી શકે છે. યુરોપના બધા દેશોમાં તે ફરેલા છે, અને બધા લોકોના રીત રીવાજોથી તે વાકેફગાર છે. તેમનામાં જેટલી બુદ્ધિની કુશળતા છે તેટલીજ શરીરની લાવણ્યતા છે.

તેમના સંસર્ગમાં જે આવે છે તેને એમનો સુશીલ સ્વભાવ સહજ માલૂમ પડે છે. સર્વ સ્થિતિના લોક સાથે તેમને મિત્રાચારી છે. પણ તે પોતે તો પોતાના ઘરના સગાં સંબંધીઓની સાથે રહેવામા અને માતા પીતાની આજ્ઞા પ્રમાણે ચાલવામાં જ સુખ માણેછે.

આટલી વિદ્વાન સ્ત્રી થઇને માતા પિતાની આજ્ઞાંકિત થઇને રહેતાં એટલાથી એમને માટે લોકોને બહુ સંતોષ થયો. તેમનામાં કાંઇ એક અપૂર્વ ખુબી હતી. એમના ચહેરા ઉપરથી જ એમ લાગતું કે ઇશ્વરે એમને કાંઇ મહાન કર્ત્તવ્ય બજાવવાને માટે જ જન્મ આપ્યો છે "તેમનામાં બુદ્ધિચાતુર્યની સાથે ઘણી જ સાદાઈ, મધુરતા, સ્નેહ અને દયા છે. તેમની વર્ત્તણુંક ઘણી જ આકર્ષક છે, સર્વ રીતે સંપૂર્ણ સ્ત્રીત્વ તેમનામાં છે. તેમનું કદ ઉંચું અને પાતળું છે તેમનો ચહેરો ખુબસુરત છે, પણ આ સર્વ બાહ્ય શોભા કરતાં તેમના અંતઃકરણની શોભા કાંઇ ખરેખર અવર્ણનીય છે. એમના મો ઉપર હમેશ મધુર સ્મિત પ્રકાશેછે."

સુજ્ઞ લોકો તેમના મહાન કાર્યની પ્રશંસા કરવા લાગ્યા; ત્યારે કેટલાક અદેખા અને અજ્ઞાન લોકો તેમની મશ્કરી કરવા લાગ્યા. એવા લોકો કહેવા લાગ્યા કે આબરૂદાર સ્ત્રીઓથી તે વળી લશ્કરી સિપાઇઓની માવજત કરાતી હશે ! વળી કોઇ કહે કે ઘરના છોકરાંની જે સ્ત્રીઓ સંભાળ નથી લઇ શકતી તે પારકાની તે શી સંભાળ લેશે? વળી કોઇ કહે કે સ્કયુટેરાઈની ઈસ્પીતાળમાં કામ કરવાનું એટલું સખત છે કે કોઇપણ સ્ત્રીથી તે થઇ શકે જ નહિ, અને તેથી સ્ત્રીનર્સોની યોજના જરૂર ભાગી પડવાની, એક મહિના પછી બધી નર્સો માંદી થઇને ઘેર પાછી આવેલી જોશો.

સ્ત્રી નર્સો રાખવાનો પ્રયાસ એટલો નવીન હતો અને ઈંગ્લીશ લોકોના રીત રીવાજ અને રૂઢિયો એટલો વિરૂદ્ધ હતો કે આ વાત ચર્ચાએ ચઢશે એ-તો સર્વ જાણતા પણ ફ્લૉરેન્સ નાઇટીંગેલની કર્ત્તવ્ય બુદ્ધિ એટલી તીક્ષ્ણ હતી કે લોક નિંદાથી તે એવે પ્રસંગે જરા ડર્યાં નહિ. તેમણે હીમત કરીને હામ ભીડી અને લોકોના સંશય દૂર કરીને તેમની ખોટી છદની અવગણના કરીને સર્વને માટે ઉત્તમ દૃષ્ટાંત બેસાડયુ. લોકોની એટલી એટલી ચર્ચા છતાં તેમણે નર્સોની એક ટુકડી ઉભી કરવા માંડી આ કાર્યમાં તેમને મિ. સિડની હર્બર્ટ અને તેમના પત્નીની ઘણી જ મદદ હતી.

વર્તમાનપત્રોમા જાહેરખબરો છપાવી, અને પરોપકારાર્થે કર્તવ્ય કરવાને માટે અરજીઓ મગાવી થોડા જ વખતમાં સખ્યાબધ અરજીઓ આવવા માંડી તે એટલે સુધી કે સિડની હર્બર્ટને સામુ લખી મોકલવુ પડયુ કે અનેક સ્ત્રીઓ આ દેશસેવા બજાવવાને હોંસથી તૈયાર થઇ છે, પરંતુ ત્યાં ગયા પછી તેમને કેટલીક અગવડ અને કષ્ટ સહન કરવું પડશે તેનો ખ્યાલ થોડાને જ હશે, અને ત્યાંની સ્થિતિ જોઇને કુમળા મનની સ્ત્રીઓ તો ઘેલી જ થઇ જશે એવી મને ધાસ્તી લાગે છે"

આ બાહોશ અધિકારીએ ગૃહસ્થવર્ગમાંથી જ નર્સોની પસદગી કરવાને દૃઢ નિશ્ચય કર્યો હતો.

પ્રથમનો પ્રયાસ તો જોઇએ તેટલો સફળ થયો નહિ અરજીઓ તો પુષ્કળ આવી પરતુ તેમાની કોઇએ નર્સીગનું શિક્ષણ લીધેલું નહોતું, તેમને શીખવવાને હવે વખત રહ્યો નહોતો, કારણ કે તેમને જલદીથી સ્ક્યુટેરાઇ જવાનું હતું. આવી જરૂર પડી ત્યારે ધર્મનો ભેદ ના રાખીને મિસ નાઇટીંગેલે રોમન કૅથલીક અને પ્રૉટેસ્ટન્ટ બન્ને પથોમાંથી નર્સો મોકલવાની માગણી કરી. આને લીધે મિસ નાઇટીંગેલના ધર્મ મત માટે બહુ ચર્ચા થઇ કારણ કે રોમન કૅથલીક વિરૂદ્ધ લોકોની લાગણી ઘણી જ હતી ધર્મગુરૂઓ કહેવા લાગ્યા કે આથી તો બધા સૈનિકો રોમન કૅથલિક થઇ જશે, પરતુ આ ચર્ચા પણ મિસ નાઇટીંગેલે ગણકારી નહિ; કારણ કે આ વખત સૈનિકોનો ધર્મ સાચવવાનો નહોતો, તેમના શરીરનુ રક્ષણ કરવાનો હતો. નર્સો જોઇતી હતી, ધર્મ શિક્ષકનો કાંઇ ખપ નહોતો. વળી કેટલાક પ્રૉટેસ્ટટ આશ્રમો તરફથી એમ કહેવડાવવામાં આવ્યુ કે અમારી નર્સો મિસ નાઇટીંગેલનુ ઉપરીપણું તો કબુલ ન કરે, અમારા મઠના ઉપરીની જ આજ્ઞા અમારી નર્સો તો માને, તોપણ આ માટે મિસ નાઇટીંગેલ અને તેમના સર્વ સલાહકાર દૃઢ જ રહ્યા. જેને દાખલ થવું હોય તેમને મિસ નાઇટીંગેલની આજ્ઞા તો ચોક્કસ માનવી જ પડે. જેવી રીતે સૈનિકો સેનાધિપતિની આજ્ઞા માને છે તેવી જ રીતે લશ્કરી

નર્સને તેનાં ઉપરીની આજ્ઞા માનવી આવશ્યક છે ધીમે ધીમે સર્વ પ્રૉટેસ્ટંટ મતવાળા કબુલ થયા રોમન કૅથલીક પંથવાળાને તો સર્વ કરાર પ્રથમથી જ કબુલ હતા અને તે પ્રમાણે મિસ નાઇટીંગેલને સંપૂર્ણ રીતે તાબે રહેવાની, દર્દીઓની સાથે ધર્મની તકરારમા ના ઉતરવાની કબુલાતની સહીઓ પણ તેમણે કરી આપી હતી તેઓએ અંદરખાનેથી એવો જ બંદોબસ્ત કરી લીધો હતો કે રોમન કૅથલીક નર્સો તે જ પંથના સિપાઇઓની સારવાર કરે અને પ્રૉટેસ્ટંટ નર્સો તેમના પંથના સૈનિકોની કરે. મિ સિડની હર્બર્ટે પાછળથી લોકોની લાગણી શમાવવા ખાતર કહ્યું કે “ આ પ્રસંગે રોમન કૅથલીક ધર્મગુરૂને ધન્યવાદ ઘટે છે કારણ કે તેમણે તેમના ધર્મના સર્વ પ્રતિબંધ છોડી દઇને પોતાનું ઉપરીપણુ કહાડી નાંખ્યું હતું. આપણે આ વખત ધર્મનો ભેદ જોવાનો નથી એટલો જ સંતોષ માનવાનો છે કે ધર્મપંથ જુદા છતાં સર્વ ઈંગ્લીશ બહેનો દેશના હિતને ખાતર એકત્ર થઇને સંપથી ગઇ છે. આડત્રીસ નર્સો ખરા પરોપકારના કામ માટે ઇશ્વરને પ્રસન્ન કરવા ખાતર ભર સમુદ્રમા ગઇછે, એ કાઇ જુજ વાત નથી. ઇશ્વર આવી પરોપકાર બુદ્ધિ સર્વને સુઝાડો ”

ઇ સ ૧૮૫૪ ના ઓકટોબર મહિનાની ૨૧ મી તારીખની સાંજે આ સર્વ આડત્રીસ નર્સો અને મિસ નાઇટીંગેલના મિત્ર મિ. બ્રેસબ્રીજ અને તેમનાં ધર્મપત્ની એ સર્વ સ્કયુટેરાઇ ખાતે વિદાય થયાં

લોકોમાં દેખાડો કરાવવાની વાત તો મિસ નાઇટીંગેલને હમેશ ના પસંદ જ પડતી, અને તેથીજ તેમની ટુકડી રાતને પહોર નીકળી.

સગાં, સંબંધી, ઘરબાર છોડીને આ મહાન કાર્ય કરવાને જ્યારે ફ્લૉરેન્સ નાઇટીંગેલ નીકળ્યા ત્યારે રાતનો વખત હોવાથી તેમને વિદાય કરવાને સ્ટેશન ઉપર તો ચાર અંગનાં સગા અને થોડાક મિત્ર જ આવ્યા હતાં તેમનો તે વખતનો પોષાક ઘણો જ સાદો કાળા રંગનો હતો, છતા અસરકારક હતો, આગગાડી ઉપડવાની છેલ્લી ક્ષણ સુધી તેમનો ચહેરો તદ્દન શાંત જ રહ્યો હતો, અને મો ઉપર તેમનું સદાનુ મધુર સ્મિત પ્રકાશતું હતું. હમેશ તેમને

સામા મનુષ્યની લાગણીનો જ વિચાર આવતો અને તેથી તેમના અંગનાં સ્નેહી, તેમનાં માતાપિતા જે પ્રમાણે તેમને આટલું જોખમ વેઠવાને કબુલ થયાં હતાં તેમને દુઃખ ના થાય અને ચિંતા ના થાય તે સાચવવાને તે છેવટ સુધી સાવચેત રહ્યાં. સ્કુટેરાઇની ઇસ્પીતાળમાં ગયા પછી કેટલું કષ્ટ સહન કરવું પડશે તે તો એ પોતે જ જાણતાં હતાં, અને તેનો સંપૂર્ણ ખ્યાલ તો તે સર્વ ભોગવ્યા પછી જ આવ્યો હતો. બીજે દિવસે સવારે આ "દિવ્ય ટોળી" બુલોં ( ફ્રાન્સમાં ) આગળ આવી પહોચી, ત્યાં તો તેમને આવકાર આપવાને લોકો વાટ જોઇને જ બેઠા હતા.

ફ્રાન્સને આ પ્રસંગે ઇંગ્લંડ સાથે એકારો હતો. ફ્રેંચ અને ઇંગ્લીશ સિપાઇઓ રણક્ષેત્રમા સાથે રહીને જ લડતા હતા, અને રણસંગ્રામમા પડતા પણ હતા અને આ ઇંગ્લીશ સ્ત્રીઓની ટુકડી સર્વ માંદા અને ઘવાએલા સૈનિકોને મદદ કરવા ખાતર જતી હતી, એથી વ્હાલસોયા ફ્રેંચ લોકોના ઉત્સાહનો પાર રહ્યો નહિ. અને જ્યારે મિસ નાઇટીંગેલ તથા બીજી બધી નર્સો કાંઠા ઉપર ઉતરી ત્યારે બુલોંની જબરજસ્ત માછણોએ તેમની પેટીઓ ને પટારા ને ગાંસડીઓ ઉપાડી લીધી, અને આવી પરોપકારી બ્હેનોનો સામાન ઉંચકયા માટે પોતાને ભાગ્યશાળી ગણવા લાગી. તેઓએ વૈતરાની એક પાઇ પણ સ્વીકારી નહિ અને હોંસ અને ઉમંગથી ઘણી વજનદાર ચીજો પીઠ ઉપર ઉંચકીને ફ્લૉરેન્સના અને બધી ઇંગ્લીશ નર્સોનાં વખાણની વાતો કરતી તથા ઇશ્વરની પ્રાર્થના કરતી ચાલતી હતી જ્યારે તેઓ ત્યાંથી વિદાય થયાં ત્યારે ઘણીકની આંખમાથી તો આંસુ પડવા માંડયાં. કામ કર્યાના બદલાની ખાતર મિસ નાઇટીંગેલની સાથે હાથ મેળવવાની ( શેક હેન્ડસ કરવાની ) માત્ર તેમને અભિલાષા હતી તે પૂર્ણ થઇ, ત્યારે અનેક આશિર્વાદ દઇને સર્વ ચાલતા થયાં.

ત્યાર પછી મિસ નાઇટીંગેલની ટુકડી પેરીસ ગઇ, અને ત્યા સેંન્ટવિન્સેન્ટના આશ્રમના જ્યા **મિસ નાઇટીંગેલ** પ્રથમ એકવાર ગયાં હતાં ત્યાં

થોડો વખત વિસામો લીધો, ત્યાંની સિસ્ટર્સ તો તેને આવકાર દેવાને ઘણી જ આતુર હતી અને તે ટોળીની આગતાસ્વાગતા કરવાથી તેમને ઘણો જ હર્ષ થયો. પૅરિસથી નીકળ્યા પછી માર્સેલ્સ જે બંદર હતુ તે તરફ તેઓ ગયા ત્યા તેમને મુસાફરી માટે સર્વ સગવડ પડી, મજુરોએ કાંઇપણ બક્ષીસ સ્વીકારી નહિ વીશીઓના માલીકોએ ખાધા ખર્ચ પણ કાંઇ લીધુ નહિ લોકો તેમને મદદ કરવામા માન સમજતા હતા માર્સેલ્સથી તેઓ મોટી સ્ટીમરમાં બેસીને કૉન્સ્ટેન્ટીનોપલ તરફ ગયા. સમુદ્રને કાંઇ કોઇ માટે લાગણી હોયછે? એ તો સારાં નરસા સર્વને સરખા ગણેછે સમુદ્ર ઘણો જ તોફાની થયો હતો પવન પણ પુષ્કળ હતો. ભૂમધ્યસમુદ્ર આગળ તો ઘણું સખત વાવાઝોડુ થયુ અને થોડીવાર તો વહાણુ દેહેશતમા રહ્યુ છેવટ ઓક્ટોબરની ૩૧ મી એ તેઓ મોલ્ટા પહોંચ્યા અને થોડો વખત વિસામો લઇને સ્કયુટેરાઇ જવા પાછા વહાણ હંકાર્યા. મિસ નાઇટીંગેલ નવેમ્બરની ચોથી તારીખે સ્કયુટરાઇ આવી પહોચ્યા તેને બીજે દિવસે ઇન્કરમેનની મ્હોટી લડાઈ થઇ અને ઇંગ્લીશનો તેમા જય થયો, પરંતુ જયના પ્રમાણમા ઘાયલ થયેલા લોકનુ દુ:ખ કેટલુ અસીમ હતું તેનો ખ્યાલ કોઇને નહોતો આવુ મહાભારત કામ કોઈ પણ સ્ત્રીને અજાણ્યા દેશમા આવના જ ઉપાડી નહિ લેવું પડયું હોય ઇસ્પીતાળમા પડેલા દર્દીઓએ આ ઇંગ્લીશ બાઓની આવવાની વાત સાંભળી હતી પણ કોઈ તે માની શકતુ નહોતુ જ્યારે મિસ નાઇટીંગેલ પહેલ વહેલા તપાસ કરવા ગયા ત્યારે સિપાઇઓની લાગણી અત્યંત ઉશ્કેરાઇ, એક માણસ તો ખરેખર તેમને જોઇને રડી જ પડ્યો ઇંગ્લીશ સ્ત્રીઓ મદદે આવી એ વિચાર તેમને ઘણો જ આશ્ચર્યકારક તેમ જ સંતોષકારક લાગ્યો.

---

## પ્રકરણ ૮ મું.

સરકાર તરફથી મિસ નાઇટીંગેલની નીમણુંક નર્સોનાં સુપ્રિન્ટેન્ડેન્ટ તરીકે થઇ હતી, પણ પાછળથી તે લેડી-ઇન-ચીફ ( મુખ્ય બાઇ સાહેબ ) ને નામે ઓળખાતાં.

લશ્કરી છાવણીમાં આઠેક ઇસ્પીતાળો હતી તે બધાંની નર્સનો વહીવટ એમના હસ્તક સોંપેલો હતો; પરંતુ પહેલવહેલાં તેમણે સ્કયુટેરાઇની બૅરેક હૉસ્પીટલમાંથી કામ શરૂ કર્યું. આ ઇસ્પીતાળનું રમણીય મકાન બૉસ્ફરસની સામુદ્રધુનીને કાઠે આવેલું હતું અને તેના ઉપરથી કૉન્સ્ટેન્ટીનોપલ શહેર, તેનાં સુંદર મકાનો, મિનારા સર્વ નજરે પડતું હતું સ્કયુટેરાઇ પહોંચતાં તો આસપાસના દેખાવથી મિસ નાઇટીંગેલને ઘણો હર્ષ થયો ઇસ્પીતાળનું મકાન ઘણું વિશાળ અને શોભિતું હતું. વચલા દીવાનખાનામાં લગભગ ૧૨૦૦૦ માણસો ઉભા રહી શકે એટલી જગ્યા હતી. ચારે તરફ મોટા મોટા ઝરૂખા અને ઓટલા હતા. મકાન અને મકાનની જગ્યા તો ઘણી સારી હતી, પણ મિસ નાઇટીંગેલ જેવાં અંદર ગયાં કે તરત તેમને માલુમ પડ્યું કે શોભા તો ફક્ત બહારની જ હતી, અંદર તો બેશુમાર ગંદકી, સરકી, દુઃખ અને અસ્તવ્યસ્તતા હતી. ઓશરીની બન્ને બાજુએ સંખ્યાબંધ ઘાયલ થયેલા માણસો ઘીચોઘીચ પડેલા હતા ને તેમનાં દીલ ઢંકાય તેટલાં પણ વસ્ત્ર પૂરા તેમની પાસે નહોતાં.

ક્રાઇમીઆના રણક્ષેત્રમાંથી ઘાયલ થએલા માણસોને આ ઇસ્પીતાળમાં ઘસડી આણીને ઓશરી ઉપર ફેંકવામાં આવતા હતા, ચેપી રોગવાળા સિપાઇઓને પણ ત્યાં જ નાખતા કાંઇ પણ ભેદ પાડવામાં આવ્યો નહોતો, કારણ કે બંદોબસ્ત રાખનાર કોઇ જ નહોતું. એમાં પડેલા દર્દીઓ કેટલા દિવસથી

આવીને ત્યાં પડેલા હતા પરંતુ તેમાંના ઘણાકના તો ઘા સરખા પણ કોઇએ ધોઇને સ્વચ્છ કર્યા નહોતા ને હાડકા ભાગ્યાંતુટ્યાએ કોઇએ જોયાં નહોતાં. આ બિચારા દુખીઆરા ભૂખ્યા તરશ્યા લોકના કષ્ટ અને વેદનાની કલ્પના કરવી પણ અશક્ય છે ઇસ્પીતાળમા દાખલ થયા પછીની તેમની નિ-રાશાનો પાર નહોતો કારણ કે તેઓએ એવી જ આશા રાખી હતી કે ઇસ્પી-તાળમા તો કાંઇક ખોરાક અને સગવડ મળશે, પણ ને બિચારા રીબાના લોકોનુ દુઃખ ઘટાડવાને ત્યા કાઇ જ સાધન નહોતુ. તે વખતનો એક ઇતિ-હાસ કરનાર લખે છે કે માંદા માણસોને માટે પાણીનુ કે ખાવા પીવાનાં મુદ્દલ વાસણ નહોતા સાબુ, ટુવાલ કે ચીથરા તો ક્યાથી જ હોય ? દર્દીઓને પહે-રવાને જુદા લુગડા પણ નહોતા સિપાઇઓ પોતાનો લશ્કરી પોષાક પહેરીને જ પડયા રહેતા ને તે એટલા ગંદા હતા કે તેનુ વર્ણન કરતા પણ કંપારી છુટે તેમના અંગ ઉપર કીડા પડેલા હતા, તે કીડા ભીતો ઉપર અને જમીન ઉપર પણ ચાલતા હતા, અને સઘળે ઠેકાણે ગંદકી અને રોગનો ફેલાવો કરતા હતા સ્વાભાવિક રીતે માંદા માણસો દાકતરી મદદની આશા રાખે પણ આ ગરીબ લોકોની છેક અંતની ઘડી સુધી કોઇ દાદ ફરીઆદ જોતુ નહિ. તેમનો છુટકારો મરણથી જ થતો જેટલા ડાક્ટરો હતા તેટલા તો બનતથી બેશુમાર મહેનત કરતા પણ તેમની સંખ્યા એટલી થોડી હતી કે પહોંચી શકાય નહિ. માંદા માણસો માંહીમાંહી બને તેટલી એક એકની ચાકરી કરતા હતા.

મિસ નાઇટીંગેલ જ્યારે ચારે તરફ એકવાર ફરી આવ્યા ત્યારે તેમની નજરે એટલો હૃદયભેદક દેખાવ પડ્યો કે તેનો ચિતાર આપવો અશક્ય છે. દરેક બીછાને બીછાને ચેપી રોગે વાસ કર્યો હતો ચાદરો ટાટાની હતી ને તે એટલી જાડી હતી કે દરદીઓ સમુળગી ચાદર વગર સુવાનુ પસંદ કરતા. કાઇ પણ તરેહના બીછાનાના બીજા સાધનો નહોતા. દાવા બાળવાને જૂની ભાગેલી શીશીઓ વાપરતા.

એક તો બિચારા ધીચોધીચ પડી રહેવાથી બફાઇ જતા હતા તે ઉપરાત બહાર જમીન ઉપર જે પડ્યા હતા તેમને કીડાઓ પીખી ખાતા હતા, અને તેમના અંગ ઉપર ઉંદરો દોડાદોડ કરતા હતા. ઇસ્પીતાળની આસપાસ રોગનું ભંડ હતું. બારીઓની નીચે છ સાત સડેલા ગંધાતા કૂતરાં મરેલાં મિસ નાઇટીંગેલની નજરે પડયાં. આ ઉપરાંત આટલા આટલા રોગ અને મંદવાડના અખાડામાં ધોવા ધાવાનું કાંઇ બરોબર સાધન નહોતું, રસોઇના સાધનો પણ નહોતા અને દરદીઓને માટે રસોઇઆ પણ સારા કોઇ નહોતા કાંઇ જરા પણ આરોગ્યતા સાચવવાનો કોઈને ખ્યાલ પણ નહોતો આ સર્વ અખાડો મિસ નાઇટીંગેલ અને તેમની નર્સોને હાથે સ્વચ્છ કરવો પડયો હતો. આ સ્ત્રીનર્સોની ટુકડી આવવાથી દાક્તરો અને હૉસ્પીટલના બધા માણસો પ્રથમ તો બહુજ નાખુશ થયા હતા તેમને એમ લાગ્યું કે આ લોકો આવીને તેમના અથાગ કામમાં ઘટાડો કરવાને બદલે માત્ર ઉમેરો જ કરશે.

કેટલાએક એમ ધાર્યું કે આ નાજુક સ્ત્રીઓ ઉંદરો ને કીડા જોઇને ડરી જશે ને પોતાની મેળે નાશી જશે સ્ત્રીઓ તે વળી કેટલુંક સહન કરે, ને એમ માનવામાં આવતુ કે ઉંદરોથી તો ઈંગ્લીશ સ્ત્રીઓ દોઢ ગાઉ ખસી જાય. પણ જ્યારે મિસ નાઈટીંગેલે પોતે પોતાની છત્રી વતી એક માણસની પથારી ઉપરથી ઉંદરને ખસેડી નાખ્યો, ત્યારે બધાનો સંશય દૂર થયો તંબુમાં નર્સોએ ખોરાક વગેરે સરસામાન તપાસીને ગોઠવ્યો. ત્યા તો ઉંદરો દોડાદોડ કરી રહેલા હતા, અને કોટી ઉપાય કરે પણ જતા નહોતા

મિસ નાઇટીંગેલને સ્ક્યુટેરાઇમાં પગ મૂકે પૂરા ચોવીશ કલાક તો થયા નહોતા એટલામા ઇન્કરમેનની લડાઇમાંથી ઘાયલ થયેલા માણસો થોકે થોક આવવા લાગ્યા, અને એક ઘડીની અંદર બંને ઇસ્પીતાળો (જનરલ ઇસ્પીતાળ, અને બૅરેક હૉસ્પીટલ) ના ઓરડા માણસોથી ચીકાર ભરાઇ ગયા એક ઇંચ સરખી જગ્યા પણ ખાલી રહી નહિ. કેટલાક લોકોને તો બહાર કાદવમાં ને કાદવમાં જ પડી રહેવું પડ્યું. મિસ નાઇટીંગેલને આવ્યા સમાન કાંઇ પણ

સુધારો કરવાનો કે દરદીઓના સુખને માટે કોઇ પણ વ્યવસ્થિત યોજના કરવાનો વિચાર કરવાનો પણ અવકાશ મળ્યો નહોતો મિસ નાઇટી ગેલની પરીક્ષાનો ખરો પ્રસંગ આ જ હતો જો આ ખરી કસોટીની વખતે તે પોતે હીમત હારી ગયા હોત. અથવા પોતાની હાથ નીચેની નર્સોને પણ હીમત આપી ના શક્યા હોત તો નિશ્ચય તેમનો સર્વ પ્રયાસ નિષ્ફળ જાત દરદીઓને માત્ર દવા દારૂ આપીને કે તેમના બિછાનાં સાફ કરીને બેસી રહેવાથી રોગ અને દુઃખના જડમૂળમાં કાંઈ ફેર પડત નહિ. આ વખતે તેમને તત્ક્ષણનો વિચાર કરવાનો નહોતો, તેમની નજર દૂર દોડાવાની હતી, જોકે તે ક્ષણની જરૂરો થોડે અંશે તો પૂરી પાડ્યા વગર ચાલે તેમ નહોતું, પરંતુ ભવિષ્યનો વિચાર કરીને નર્સીંગની વ્યવસ્થા સુધારીને એવા સારા પાયા ઉપર આણવાની જરૂર હતી કે ફરી આવો ગભરાટનો કે ગુંચવણનો પ્રસંગ આવે જ નહિ આ પ્રસંગે તેમણે ખરી હીમતથી સમયસૂચકતા વાપરીને સર્વ વ્યવસ્થા કરી તેથી જ તેમની આટલી નામના થઈ છે.

ક્રાઇમીઆની લડાઇ વખતે તેમની એટલી પ્રશંસા થતી સાંભળીને કેટલાકને તો ઘણી અદેખાઇ આવતી. કોઇ એમ કહેતા કે જેટલી મહેનત અને સ્વાર્થત્યાગ મિસ નાઇટી ગેલે કર્યો, તેટલો જ તેમની સાથે ગયેલી સર્વે નર્સોએ કર્યો હતો વળી કેટલીકે તો ત્યાં કામ કરવાને પોતાનો જીવ સુદ્ધાં આપ્યો હતો ત્યારે માત્ર એકના જ વખાણ અને એકના જ ગીત ગવાય ને બીજાનું નામ સરખું પણ કોઇને કાને ના પડે તે તો અન્યાય કહેવાય. સર્વેએ ભૂખ, તરસ બધી અગવડ સરખી જ વેઠી. બેશક સ્કયુટેરાઈ ગએલી નર્સોમાંથી એકના પણ કામની તુલના કોઇ રીતે ઓછી કરી શકાય જ નહિ, પરંતુ દરેક બાબતમાં મૂળ યોજના કરવામાં જે બુદ્ધિચાતુર્ય વાપરે છે તે જ માનને પાત્ર છે, કારણ બીજાએ તો આજ્ઞા પ્રમાણે જ, તેને ચીલે ચીલે જ ચાલવાનું છે

આમાં જ મિસ નાઈટી ગેલની ખરી કુશળતા હતી તે એક સાધારણ નર્સ તરીકે માત્ર દરદીની સારવાર કરવાને જ સ્કયુટેરાઇ સુધી આવ્યાં નહોતા.

તેમનામાં વ્યવસ્થા કરવાની અને બીજા ઉપર સત્તા વાપરવાની આવડત અને બુદ્ધિ હતી. ઇસ્પીતાળના અન્ય અધિકારી વર્ગમાં આથી અર્ધી પણ કુશળતા નહોતી. નાજુક, કુળવાન અને સુશીલ મિસ નાઇટીંગેલમાં એટલી તીવ્ર બુદ્ધિ હતી કે બીજા લોક તેમને આપોઆપ માન આપતા. જે લોકો તેમની ઘણી જ વિરૂદ્ધ હતા તે પણ એમના પરિચયમાં આવતાં પોતાની જીદ છોડી દેતા, અને તેમના મતનો વગર તકરારે સ્વીકાર કરતા.

ઇસ્પીતાળોમાં આટલું બધું અંધેર અને ગેરબંદોબસ્ત જોઇને તેમને ત્યાંના અધિકારીવર્ગ ઉપર ઘણો ક્રોધ ચઢયો અને એકદમ સુધારા દાખલ કરવાની યોજના કરવા માંડી. સેંકડો લોકો માત્ર ભૂખને લીધે જ ઇસ્પીતાળમાં મરી જતા હતા અને ખોરાકના કોથળા ભરેલા છાવણીમાં આવીને પડેલા હતા, પણ ઉપરીની પરવાનગી આવી પહોંચી નહોતી, તેથી તે ખોલવાની કોઇની હીંમત ચાલી નહિ. મિસ નાઇટીંગેલે કોઇની સૂચના ઉપર લક્ષ આપ્યું જ નહિ અને બધો જુમો પોતાને માથે વ્હોરી લઇને સ્વઅખતીઆરથી જ ખોરાકના કોથળા ઉઘડાવ્યા અને સર્વને આ રીતે ખોરાકની ખોટ પૂરી પાડી અને એ પોતે તો કાયદો પળાવવામા ઘણાં સખત હતા તે શિવાય આટલી બધી અવ્યવસ્થાને ઠેકાણે કદી લાવી શકત જ નહિ, પરંતુ જે લોકોનું પોતાનું ભલું કરવાનું તેમનું કર્ત્તવ્ય હતું તે લોકોના લાભને ખાતર કાયદો શિથિલ કેવી રીતે કરવો તે બાબતની સમયસૂચકતા તેમનામાં હતી. તેમની વિવેક બુદ્ધિ અને નિઃસ્વાર્થ કર્ત્તવ્યબુદ્ધિ, તથા દઢતા છતાં સુશીલ સ્વભાવને લીધે અધિકારી વર્ગને પણ તે સમજાવી શકતા અને તેમની ખોટી જીદ છોડાવી શકતાં, મિ. સિડની હર્બર્ટે સ્કયુટેરાઇના મુખ્ય ડાકટરને લખીને સખત સૂચના આપી હતી કે મિસ નાઇટીંગેલની સૂચનાને સર્વેએ આધીન રહેવું અને જયારે આવા મોટા અમલદાર તરફથી આવું લખાણ આવ્યું ત્યારે તે સર્વને માન્ય કરવું જ પડયું પરંતુ મિસ નાઇટીંગેલનો સ્વભાવ અને વર્ત્તણુંક એવાં હતાં કે તેમની સૂચના મનાવવાને કોઇની ભલામણની જરૂર ના રહે.

તે વખતનાં લખાણોમા મિસ નાઇટીંગેલના સબંધી લખતાં એક વર્ત્તમાનપત્ર લખે છે કે—" આ ભલી બાઇ છેક મધ્ય રાત્રિ સુધી ઇસ્પીતાળના ઓરડાઓમાં ઓશરી ઉપર જ્યા જ્યા દરદીઓનાં બીછાના હોય ત્યા હાથમાં એક નાનો સરખો દીવો લઇને ફરેછે અને સઘળાની તપાસ રાખેછે. મરણ પથારીએ સુતેલા માણસો તેમને આવતા સાંભળીને તેમને ભલા કામને માટે આશીર્વાદ દેવા ખાતર પાસુ બદલીને સુવે છે." મિસ નાઇટીંગેલે સ્કયુટેરાઇની બૅરેક હૉસ્પીટલમા અને તેનાથી થોડેક અંતરે આવેલી જનરલ હૉસ્પીટલમા પ્રથમ કામની શરૂઆત કરી હતી બીજી હૉસ્પીટલોનો અખતિઆર પણ તેમને સોપેલા હતો પરંતુ અહીં તેમની વિશેષ જરૂર હતી તેમની સાથે આવેલી આડત્રીસ નર્સો પણ તેમને જ કબજે હતી, તે ઉપરાંત એક પાદરી અને તેમના મિત્ર મિ બ્રેસબ્રીજ અને તેમનાં પત્ની એ સર્વે પણ તેમની સાથે જ હતાં મિસીસ બ્રેસબ્રીજને રસોઇ વગેરેનુ ઉપરીપણું સોપવામા આવ્યુ હતુ વળી તેમની સાથે એક મિ સ્ટેફર્ડ કરીને જુવાન માણસ માત્ર મિસ નાઇટીંગેલને મદદ કરવાની ખાતર પરમાર્થે ત્યાં સુધી આવ્યો હતો તે કાગળપત્ર લખવાનુ, આસપાસની ખબરઅંતર લઇ આવવાનું ઇત્યાદિ ફેરા આટાનું કામ કરતો.

કૉન્સ્ટન્ટીનોપલમા રહેતા ઇંગ્લીશ એલચીના પત્ની લેડી સ્ટ્રેફર્ડ ઓફ રેડકલીફ અને તેમના પરોણા લેડી જોર્જ પેજેટે એ લોકોએ પણ ઘાયલ થયેલા ઑફિસરો માટે કાંઇ કાંઇ ખપની ચીજો મોકલીને મદદ કરી હતી, પણ મિસ નાઇટીંગેલનુ લક્ષ તો સામાન્ય સૈનિકોનુ ભલું કરવા ઉપર જ હતુ. ઇસ્પીતાળના એક ભાગમા મિસ નાઇટીંગેલનો અને તેમની સાથે આવેલા બધા માણસોનો ઉતારો હતો તે ભાગમા કામ કેવી રીતનુ ચાલતું તેનું વર્ણન એક લેખક નીચે પ્રમાણે આપે છે. "આ પરોપકારી નર્સોના ઉતારાના બારણામા પેસતાજ તેમના અંયત કામનો ખ્યાલ આવે છે. મધ્યમાં એક મોટો ઓરડો છે અને તેમાથી બહાર નીકળવાને બે ચાર બારણા છે.

બીજી બાજુએ એક બારણું છે તે નર્સોના સુવાના ઓરડામાં પડે છે. ત્યાંજ તેઓ જમવા પણ ઘણુ કરીને બેસતાં. મધ્યમાં એક મોટું ટેબલ હતુ. ત્યાં બેસીને રસોઇ ખાતાનાં ઉપરી બાઇ રસોઈની દેખરેખ રાખતાં, અને હમેશ ત્યાં બેઠેલાં માલૂમ પડતાં. ઓરડાની એક બાજુએ દરદીઓના અને દવાઓના કોથળા પડેલા હતા તે ઉપરાત તેમનાં ખમીસ, મોજા, જોડા, જભ્ભા, ફલેનલો, સ્વચ્છતાનાં સઘળાં સાધનો એ સર્વના ગાંસડા પણ ત્યાં જ પડેલા હતા. ”

આ સર્વ સામાન લોકોએ પોતાના ખર્ચે મોકલેલો હતો. સરકારી નહોતો. પાસેના ઓરડામાં મિસ નાઇટીંગેલ સલાહ લેવાને ખાતર સર્વને એકઠા કરતાં; ઇસ્પીતાળની બધી જરૂરીઆતો કેવી રીતે પૂરી પાડવી, સર્વ વ્યવસ્થા કેવી રીતે કરવી એનો ચુકાદો આ જ ઠેકાણેથી આ બાઇ આપતા; સરકાર તરફ મોકલવાનાં બધાં લખાણ આ કાર્યના હિતચિંતકો અને મિત્રોનાં લખાણ સર્વ અહીંથી જ લખાઇને મોકલવામા આવતાં નર્સોના ઉતારામાં તેમનો પ્રથમથી જ સર્વોપરી અખતિયાર હતો અને રફ્તે રફ્તે આખી ઇસ્પીતાળમા એમનો જ અખતીઆર થયો.

સરકારી માલ ખોલવા બાબત જ્યારે તકરાર ચાલતી હતી, તે વખતે મિસ નાઇટીંગેલના મિત્રો તરફથી જથાબંધ સામાન મોકલવામાં આવતો પણ ખપ એટલો વધી ગયો હતો કે બધી જરૂરીઆતો પૂરી પડી શકે જ નહિ નર્સો તરફથી જેટલા જેટલા કાગળ ઇંગ્લાંડ જતા તે સર્વમાં મંદવાડ વખતે જોઇતી ચીજો અને તેમને જોઇતાં કપડાંની માગણીનો અંત જ આવતો નહોતો. મંદવાડને બિછાને શાનો ખપ ના પડે—

લોહીથી ખરડાયેલાં લુગડાં બદલી નાંખીને બીજાં પહેરવાને માટે પૂરતાં કપડાં પણ નહોતાં, અસંત ઠંડીથી પીડાયેલા લોકોને એક પાતળુ પણ ગરમ વસ્ત્ર નહોતું. એક નર્સે પોતાના મિત્રને વર્ણન કરતાં લખ્યુ હતું કે "જ્યારે

કોઇ દરદી કહે કે બાઇ મારે તમને કાંઇ વાત કહેવી છે ત્યારથી જ મને દયા આવે કારણ કે મને પહેલેથી જ ખબર પડતી કે એ પ્રથમ ખમીસ માગશે."

મિસ નાઇટીંગેલનું કામ અવ્યવસ્થામાથી યોગ્ય બંદોબસ્ત કરવાનું હતું. ખરી અગત્ય કયી કયી વસ્તુઓની છે, તે જોવાનુ અને તે પ્રમાણે ઇગ્લંડ-થી મોકલવાને મિત્રો ઉપર લખવાનુ કામ તેમનું હતુ. આ પ્રકારનું કામ અહી આવીને કરવુ પડશે, એવુ કોઇના ખ્યાલમાં નહોતું કારણ કે મિ. સિડની હર્બર્ટે પ્રથમથીજ કહ્યું હતુ કે ઇસ્પીતાળો માટે દરેક ખપની ચીજ મોકલવામા આવી છે અને જથાબંધ સામાન ઈંગ્લંડથી રવાના કર્યો છે

પરંતુ ગેરબંદોબસ્તને લીધે આ સર્વ સામાન સ્કયુટેરાઇ ના પહોચતાં બીજે જ ઠેકાણે જઇને પડેલો હતો અને જેટલો ત્યા આવી પહોચ્યો હતો તે પણ દારૂગોળાની નીચે દબાઈ ગયો હતો ને તે એકદમ બહાર કાહાડી શકાય તેમ નહોતું વળી મિસ નાઇટીંગેલના આવ્યા પછી બે દિવસે એક વહાણ જથાબંધ સામાન સાથે ડુબી ગયુ હતુ.

વળી તે ઉપરાંત અધિકારીવર્ગ તરફથી કોઇ ખરી ખબર ઇંગ્લંડ મોકલતું નહિ એક બાબતનું જ્યા ઠેકાણુ નહોતુ તેને માટે પણ એમ જ લખતા કે બધો બંદોબસ્ત બરોબર છે દરદીઓના ઓરડામા પણ આવી જ રીતનુ જુદાણુ ચાલતુ-એક નર્સ લખે છે કે—"રાત પડે એક સિપાઇ બધો બંદોબસ્ત બરોબર છે કે નહિ તે તપાસવાને ફેરો ફરવાને ઓરડા આગળ આવે, અંદરના નોકરો જાણે જ કે એ આવવાનો છે તેથી જેવો તે ઉલાળો ખખડાવે કે તરત જ અંદરથી જવાબ મળે કે સઘળુ બરોબર છે, એટલાથી સંતોષ માનીને તે ચાલ્યો જતો" આવી તરેહની નો ત્યાં દેખરેખ હતી

એ લોકોનોએ વાક કાઢવા જેવું નહોતુ કારણ કે દરદીઓના ઓરડા તાવ, કૉલેરા વગેરે ચેપી રોગના એટલા ભંડ થઈ ગયા હતા કે ત્યા મોતના મોમા જાણી જોઇને પગ મૂકવાની હીમત પણ કોની ચાલે? એટલા

માટે માંદા પડી ગએલા સિપાઇઓને જ ત્યાં નોકર તરીકે રાખ્યા હતા. લોકો ત્યાં રહીને એટલા બેદરકાર થઇ ગયા હતા કે સામાની લાગણીનો તો વિચાર જ શું કરવા કરે.

જે લોકો કોલેરાથી પીડાતા હતા તેમને વધારે ધાસ્તી તો એ લાગતી કે આ બેદરકારી નોકરો અમને જીવતા જીવતા જ દાટી દેશે, કારણ કે કોલેરામાં અતનાં શીત તો આવે જ. ત્યાર પછી તે માણસને ચેતન છે કે નહિ તેની રાહ સરખી પણ જોવાની કોઇ દરકાર કરતું નહિ. તે છતાં નોકરોના વાંક કહાડવો યોગ્ય નથી કારણ કે જે કામનું તેમને સહેજ પણ જ્ઞાન ના હોય, વળી જેમની તબીયત આવી જગ્યામાં રહીને છેક નબળી થઇ ગઈ હોય તે શી રીતે કામ બરોબર કરી શકે ! વ્યવસ્થા કરનારનો વાંક હતો, નોકરોનો વાંક નહોતો.

જ્યારે આ રોગ અને ગંદકીના ભડમા આ ભલી બાઇ આવ્યાં ત્યારે તેમણે તો કદી બંદોબસ્ત બરોબર છે એવા જવાબ વાળ્યો નહિ ત્યાના અધિકારી વર્ગ ગમે તેટલા આખઆડા કાન કરવા જાય, પણ તેમને તો સરકારે સત્તા આપેલી હતી. જે તેમણે નજરે જોયું તે સર્વ લશ્કરના વડા ઉપરી લોર્ડ રેગ્લેનને જણાવવામાં આવ્યુ અને ત્યાથી ઈંગ્લંડમા સિડની હર્બર્ટને કાને વાત ગઇ અને છેવટ વખત જતા બધો બંદોબસ્ત કરવાની ગોઠવણ થઇ. અધિકારી વર્ગમા પણ મિસ નાઇટીગેલનું વજન કાંઇ ઓછુ નહોતું.

તે કદી કુલઅખ્તિઆરથી હુકમ તો કરતાં જ નહિ, તેમ જ ક્રોધ પણ દેખાડતાં નહિ, પરંતુ તેમની વિવેક બુદ્ધિને લીધે જ સર્વ એમની સૂચનાને માન આપતા.

કોઇ પણ વાતનો બડબડાટ તો તે કદી કરતાં જ નહિ, તેમજ કોઇનો વાંક કહાડવા ખાતર કોઇને માટે અપશબ્દ કહેતાં નહિ; પણ જે સત્ય બીના હોય તે કહી દેતાં. મોદીખાનામાં અને ઇસ્પીતાળોમાં કેટલી અંધાધુધની ચાલતી

હતી તે બરાબર તેમણે બતાવી આપ્યુ હતું એમના કાગળોને લીધે જ ઈંગ્લાં-ડના સત્તાધિકારીઓને ખરી વિગત માલૂમ પડી, અને છેવટ તેમની સૂચના પ્રમાણે સર્વ સુધારા દાખલ થયા.

સ્કયુટેરાઈના લશ્કરી અમલદારો પણ તેમનાં વખાણ કરતા અને દરેક બાબતમા તેમની સલાહ પ્રમાણે જ વર્ત્તતા.

## પ્રકરણ ૯ મું.



મિસ નાઇટીંગેલને સ્કયુટેરાઇની હોસ્પીટલમાં કેટલી સખત મહેનત કરવી પડતી હતી, તેનો ખ્યાલ તે સમયની લડાઇના સમાચાર જાણ્યાથી યથાર્થ રીતે આવશે. તેમણે લંડન છોડયું ત્યાર પછી ચોથે દિવસે ઓકટોબરની પચીસમીએ બાલાકલાવાની લડાઈ થઈ; નવેમ્બરની પાંચમી તારીખે ઇન્કરમેનની લડાઇ થઇ. તેને આગલે જ દિવસે તે સ્કયુટેરાઇમાં આવી પહોંચ્યા હતાં પોતાનાં કપડાં લત્તા ગોઠવવાનીએ પુરી ફુરસદ મળી નહિ તે પહેલા તો તેમને ધુસરીમા જોડાવવુ પડયુ. બન્ને ઇસ્પીતાળો થીચોથીચ ભરાઇ એટલા ધાયલ થયેલા સિપાઇઓ આવ્યા, વખતે ફલોરેન્સનાઇટીંગેલને કોઇ કોઇ વાર તો દિવસના વીસ કલાક ખડેને ખડે પગે રહીને કામ કરવું પડતુ નવા આવેલા દરદીઓને માટે જગ્યા કરવી, તે લોકોને કાંઇ વહાડકાપ કરાવવાની હોય તો ઉભા રહીને દીલાસો આપવો, એ સર્વ એ કરતા. કોલેરા કે તાવથી કોઇ પીડાતા હોય તો તેમની પાસે કલાકોના કલાકો બેસીને માથાકુટ કરતા, જેમ વધારે વિકટ ને ધાસ્તી ભરેલાં રોગ ચિન્હ લાગે ત્યાં તો તે ખસુસ પાસે રહેતાં, અને છેક અંતની ઘડી સુધી પોતાનાથી બનતો પ્રયાસ કરતાં, દરેક સિપાઇઓ તેમના આટલા દયાળુ સ્વભાવને લીધે તેમને મિત્ર તરીકે ગણતા હતા, ડાકતરો આવીને જે માણસોની બચવાની મુદ્દલ આશા નહોતી તેવાઓને જુદા જ કહાડી મુકતા, એક વખતે એવા પાંચ માણસોને માટે મિસ નાઇટીંગેલને બહુ જ દયા આવવાથી ડાકતરને પુછયું. કે, “ ડાકતર શું કાંઇ પણ ઇલાજથી આ માણસ બચી શકશે નહિ ? ત્યારે ડાકતરે જવાબ દીધો કે, પહેલા તો જેમની કાંઇ કે આશા હોય તેવાઓ ઉપર મારે તો લક્ષ આપવુ જોઇએ.” ત્યાર પછી તેમણે પોતે તે પાંચ માણસની સારવાર કરવાનું માથે લીધું, ડાકત-

રોએ તો તેમને માટે આશા છોડી હતી. પરંતુ **મિસ નાઇટીંગેલ** કદી પ્રયાસ કર્યા વગર નિરાશ થઇને બેસી રહે તેવાં નહોતાં. તેથી રાત્રે એક નર્સને મદદે લીધી, અને બન્ને જણે આખી રાતનો ઉજાગરો વેઠીને તેમને મલમ પટા કરીને તેમનો જીવ ઉગાર્યો.

કોલેરા ને પ્લેગના કેસથી એ દૂર નાસતાં નહોતાં; ત્યાંના દરદીઓને પણ તેમના ઉપર પૂર્ણ શ્રદ્ધા બેસી ગઇ હતી, અને સર્વ તેમને દેવી સમાન ગણતાં હતાં એમનું કામ આ પ્રથમના દિવસોમાં તો ઘણું જ ભારે હતું. ઘણી બાબતોમાં અધિકારી વર્ગના મતથી ઉલટે માર્ગે વર્તવું પડતું હતું, દર્દીઓની સંખ્યા પણ બેશુમાર હતી, અને વળી ઇસ્પીતાળમાં પુરાં સાધનો પણ નહોતાં. ને સંજોગ એવો બન્યો કે, ઈંગ્લંડથી મોકલેલો સામાન આવી પહોંચતાં ધાર્યા કરતાં ઘણાજ દિવસ વીતી ગયા, અને ત્યાં જુજ સામાન હતો તેથી આટલા સેંકડો દરદીઓનું શું પુરૂં થાય. ઘણા માણસો ફક્ત અશક્તિને લીધેજ મરી જતા, જો તે ઠેકાણે થોડી ઘણીએ પુષ્ટી આપી શકે તેવી દવા હોત તો જરૂર તેઓના જીવ બચત. લડાઇનો ખરો ત્રાસ કેવો હોય છે તે તો આપણાથી ક્યાસ કરી શકાય જ નહિ.

એક નર્સે તે વખતે સ્કયુટેરાઇથી પત્ર લખ્યો હતો, તેમાં લખે છે કે, “ કાલનો આખો દિવસ તો બિછાનાં શીવવામાં ગયો, ત્યાર પછી તે બિછાનાનું લુગડું સ્વચ્છ ન હોવાથી ધોવું પડ્યુ, પછી દરદીઓના ઘાને ધોઇને પાટા પુટી કરવા પડ્યા. ’

“ **મિસ નાઇટીંગેલ** ખરેજ અમારાં ઉપરી થવાને સંપૂર્ણ રીતે યોગ્ય છે કેમકે તેમણે ઘણી વખત ઇસ્પીતાળોમાં ઉપરીપણું કરેલું છે, તેથી તેમને બધી ખબર છે. કાંઇ પુષ્ટીકારક દવા કે ખોરાક તમે ત્યાંથી (ઇંગ્લંડથી) મોકલી આપો તો બહુ ઉપયોગમા આવે દુધ તો અહીં આવીને અમે નજરે નથી જોયું, અને રોટલી પણ બેસ્વાદ હોય છે માખણે ઉતરી ગએલું હોય છે, બટાટા ફ્રાન્સથી આવવાના છે, એમ સાંભળ્યું છે, પણ કોણજાણે ક્યે ભવે

4

આવી પહોંચશે ?" આ ઉપરથી સમજાશે કે કેટલી તરેહની વિટંબનાઓ હતી. પણ ચતુર **મિસ નાઇટીંગેલની** બુદ્ધિ શકિતની તો બલિહારીજ છે. તેમને આવે, દસ દિવસ તો પુરા થવા નહોતા એટલામા તો એક સાધારણ સગવડ વાળું રસોડું ઉભું કર્યું. તેમાથી લગભગ ૮૦૦ માણસોને સારો ખોરાક તથા અન્ય સાધનો મળતાં થયા. **મિસ નાઇટીગેલે** ખાનગી રીતે પોતાની સાથે દરદીઓને યોગ્ય થોડો ઘણો ખોરાક આણ્યો હતો. તેમાથી તે લોકોને ખોરાક પ્રથમ તો મળ્યો. કાંઇ કાંઇ તરેહની કાંજી, ફળ, મેવા, જેની બિચારા સિપાઇઓએ સ્વપ્ને પણ આશા નહોતી રાખી તે આ ભલી બાઇઓને હાથે તેમને મળ્યું. એવી ચીજો જોઇને એ ભલા સિપાઇઓ તો બિચારા ગળગળાજ થઈ જતા હતા. **મિસ નાઇટીગેલના** આવ્યા પહેલાં ખોરાકની તંગી હતી એટલું જ નહિ પણ જેટલું મળતું તે એવું કાચું પાકું કે સાજા માણસને પણ પાચન થાય નહિ.

ખોરાક ઉપરાંત બીજી અનેક ચીજો નર્સોના રસોડામાંથી (ખાનગી રીતે) દર્દીઓને અપાતી. કાંઇ મણ મણ બબે મણ તો એરોરૂટની કાંજી થતી હતી. અને પ્રથમ તો આ સર્વ **મિસ નાઇટીગેલના** પોતાના ભંડારમાંથી મળતું. પછી જ્યારે ઇંગ્લંડના લોકોને ખરી બાતમી મળી ત્યારે ત્યાથી પણ સામાન આવવા લાગ્યો. કારણ કે સરકાર તરફથી જે માલ અપાતો તે પુરતો પણ નહોતો થતો ને વળી સારી જાતનો પણ નહોતો મળતો.

સરકારી મોદીખાનાનો બંદોબસ્ત પણ કાંઇજ બરોબર નહોતો. કઈ વખતે કઇ ચીજ મળશે તેનો નિયમ જ નહિ. સવારે માગેલી ચીજ કોઇ વખત સાંજ પડતા સુધી પણ મળે નહિ. મળે ત્યારે રસોડામા પુરો દેવતાએ રહેલો હોય નહિ કાયદાસર જ્યારે અમુક માણસ તપાસી લે, માપી લે, ત્યારેજ બધી ચીજ અપાય. બીજી બાબતોમા તો એવા કાયદા ચાલે પણ જ્યાં મોતની સામે ટકકર ઝીલવાની ત્યાં શી રીતે ચાલે. માણસ ખોરાક વગર ને દવા વગર માત્ર અશક્તિ ને થાકના ભોગ થઇ પડતાં. એક વાર તો એવે પ્રસંગે **મિસ નાઈ-**

ટીંગેલે હુકમ કર્યો કે સરકારી અમલદારે ખોરાકની વસ્તુઓ તપાસી હોય કે ન તપાસી હોય છતા વાપરવા માડવી તે સર્વની જુમેદારી પોતાનેજ શીર રાખી નહિ તો જુજ પગારના નોકરો તેમની ઇચ્છાને આધીન થવાને લીધે વ્યર્થ માર્યા જાય 'લેડી ઇન ચીફ'ના હુકમથી કોઠાર ખુલ્લો મુકયો અને ભૂખને લીધે અશકત થઇ ગએલા સિપાઇઓને ખોરાક મળ્યો

સરકારી નિયમની વિરૂદ્ધ ચાલ્યાથી **મિસ નાઇટીંગેલને** કેટલાક મનુષ્યો સાથે શત્રુતા થઈ, અને સરકારી કાયદાને ચીલે ચાલનારા માણસો બબડવા-મ ડ્યા કે લેડી ઇન ચીફ તો માગી વસ્તુ માટે થોડીવાર પણ રાહ જોઇ શકતાં નથી અને સર્વ કામ આપ અખ્તિઆરથી કરે છે.

જ્યારે આ પ્રમાણે રસોડાની યોજના ટગુમગુ ચાલતી થઇ ત્યારે **મિસ નાઇટીંગેલે** કપડા ધોવાની તથા દવા નાખીને તે સ્વચ્છ કરવાની ગોઠવણ કરવા માડી કારણ કે તાવ અને કોલેરામા વાપરેલાં ચેપી કપડા દવાથી સાફ કર્યા વગર તો છુટકો જ નહોતો આ બાઇ આવ્યા ત્યાર પહેલા તો કપડાં કાઈ જ ધોવાતાં નહિ સરકારી નોકરોએ કાંઇક સાતેક ખમીસ ધોવડાવ્યા હતા, અને ચેપી રોગવાળા કપડા અને સાદાં મેલા કપડાં સર્વ એકઠાં ઝબોળી કઢાતાં હતાં. ધોવાના ઇજારા લોકોએ રાખ્યા હતા પણ કાઇ ઉપયોગી કામ થતું નહોતુ જેટલુ બરોબર ધોતા હતા તેમાં કાંઇ ઝાઝી ખામી નહોતી પણ ઇજારાવાળા એટલી ચોરી કરતા કે જો કોઇએ ભોગ જોગે એકાદ કપડું ધોવા આપ્યું તો તે પાછું આવશે કે નહિ તેનો કોઈને ભરૂસો પડતો નહિ અને તેથી બિચારા માદા માણસો પોતાના કપડા ધોવા આપતા ઘણુ જ ડરતા

બરેક હોસ્પીટલમા પણ ધોવાનુ કામ એક માણસ કરતો હતો પણ તે વારવાર કામ બ ધ કરી દેતો હતો, અને તેથી દર્દીઓને કદી સ્વચ્છ કપડાં પહેરવાનો વારોજ આવતો નહિ, તે માટે તેઓ કાઇ કોઇવાર સિપાઇઓની સ્ત્રીઓ પાસે પોતાના કપડાં ધોવરાવતા હોસ્પીટલમા બે ત્રણ હજાર માદા અને ઘાયલ થએલા માણસો પડ્યા હતા ત્યા આવી સ્થિતિ હતી.

આવી પહોંચશે ?" આ ઉપરથી સમજાશે કે કેટલી તરેહની વિટંબનાઓ હતી. પણ ચતુર **મિસ નાઇટીંગેલ**ની બુદ્ધિ શકિતની તો બલિહારીજ છે. તેમને આવે, દસ દિવસ તો પુરા થયા નહોતા એટલામા તો એક સાધારણ સગવડ વાળું રસોડુ ઉભું કર્યું. તેમાથી લગભગ ૮૦૦ માણસોને સારો ખોરાક તથા અન્ય સાધનો મળતાં થયા. **મિસ નાઇટીગેલે** ખાનગી રીતે પોતાની સાથે દરદીઓને યોગ્ય થોડો ઘણો ખોરાક આણ્યો હતો. તેમાથી તે લોકોને ખોરાક પ્રથમ તો મળ્યો. કોઇ કોઇ તરેહની કાજી, ફળ, મેવા, જેની બિચારા સિપાઇઓએ સ્વપ્ને પણ આશા નહોતી રાખી તે આ ભલી બાઇઓને હાથે તેમને મળ્યું. એવી ચીજો જોઇને એ ભલા સિપાઇઓ તો બિચારા ગળગળાજ થઈ જતા હતા. **મિસ નાઇટીગેલ**ના આવ્યા પહેલાં ખોરાકની તંગી હતી એટલુ જ નહિ પણ જેટલું મળતું તે એવુ કાચું પાકું કે સાજા માણસને પણ પાચન થાય નહિ.

ખોરાક ઉપરાંત બીજી અનેક ચીજો નર્સોના રસોડામાંથી (ખાનગી રીતે) દર્દીઓને અપાતી કાંઇ મણ મણ બબે મણ તો એરોરૂટની કાંજી થતી હતી. અને પ્રથમ તો આ સર્વ **મિસ નાઇટીગેલ**ના પોતાના ભંડારમાંથી મળતું. પછી જ્યારે ઇંગ્લંડના લોકોને ખરી બાતમી મળી ત્યારે ત્યાથી પણ સામાન આવવા લાગ્યો. કારણ કે સરકાર તરફથી જે માલ અપાતો તે પુરતો પણ નહોતો થતો ને વળી સારી જાતનો પણ નહોતો મળતો.

સરકારી મોદીખાનાનો બંદોબસ્ત પણ કાંઇજ બરોબર નહોતો. કઇ વખતે કઇ ચીજ મળશે તેનો નિયમ જ નહિ. સવારે માગેલી ચીજ કોઇ વખત સાંજ પડતા સુધી પણ મળે નહિ. મળે ત્યારે રસોડામાં પુરો દેવતાએ રહેલો હોય નહિ કાયદાસર જ્યારે અમુક માણસ તપાસી લે, માપી લે, ત્યારેજ બધી ચીજ અપાય. બીજી બાબતોમા તો એવા કાયદા ચાલે પણ જ્યાં મોતની સામે ટક્કર ઝીલવાની ત્યાં શી રીતે ચાલે માણસ ખોરાક વગર ને દવા વગર માત્ર અશક્તિ ને થાકના ભોગ થઇ પડતાં. એક વાર તો એવે પ્રસંગે **મિસ નાઈ-**

**મિસ નાઇટીંગેલે** હૉસ્પીટલની પાસે એક ઘર ભાડે લીધું અને ઉપયોગમાં આવે એવી રીતે કપડાં ધોવાની યોજના કરી. તેનો ખર્ચ અર્ધો પોતે આપ્યો અને અર્ધો ઇંગ્લંડમાં 'ધી ટાઇમ્સ' વર્તમાન પત્રે સિપાઇઓને માટે જે ફંડ કહાડયું હતું, એમાંથી બાકીનો ખર્ચ આપ્યો. આ ધોવાની જગ્યાએ આરોગ્યતાના સર્વ નિયમ સાચવવામાં આવતા, અને દરેક અઠવાડિએ પાંચસે ખમીસ અને દોડસો બીજા કપડા ધોવાતા હતાં.

વળી એક બીજી અડચણ નડી કે, દર્દીઓ જ્યારે પોતાનાં મેલાં કપડાં ધોવા આપે ત્યારે પહેરવાને બીજાં કયાથી લાવવા? તે લોકોનો સામાન તો તેમની પાસે હતોજ નહિ; અને જે અંગ ઉપર બગડેલાં વસ્ત્ર હતાં તે સિવાય ફાટેલુ ચીથરૂં પણ તેમની પાસે નહોતું પહેલા ત્રણ મહિના તો **મિસ નાઈટીંગેલે** પોતાના ખર્ચે દસ હજાર ખમીસ પુરાં પાડ્યાં ઘા ઉપર બાધવાના પાટાપટીની પણ એટલીજ ભીડ હતી. નર્સોને જેટલો વખત મળતો તેટલામાં તેઓ પાટા, બિછાનાં અને ઓશીકાં બધું તૈયાર કરતી.

દવા દારૂમાં પણ તેટલોજ ગુંચવાડો હતો. સ્કયુટેરાઇમા દવાનો જે ભંડાર હતો તે સર્વ પણ અસ્તવ્યસ્ત હતો. દવા આપનારને પણ ખબર નહિ કે, દવા કેટલી છે અને કઇ કઇ છે. એક વખત એવું બન્યું કે **મિસીસ બ્રૅસબ્રીજે** અમુક દવા માગી ત્યારે તેમને કહેવામાં આવ્યું કે તે દવા તો નથી. પછી **મિસ નાઇટીંગેલે** પૂરી બરોબર તપાસ કરાવી ત્યારે માલુમ પડ્યું કે તે દવાનો ભરેલો અઢી મણનો કોથળો જેમનો તેમ કાંઇ પડેલો હતો

સિપાઇઓ દરવાનોમાં પણ કાંઇ બંદોબસ્ત નહેતો. છતાં **મિસ નાઇટીંગેલની** સુશીલતાની છાપ એટલી બધી પડી હતી કે કોઇ પણ નોકર એક અપશબ્દ વાપરતો નહિ, તેમજ કોઇ ઉંચે અવાજે બોલતું નહિ. સર્વે અદબ રાખીને નીતિથી વર્તતા હતા. દર્દીઓ તો **મિસ નાઇટીંગેલની** વાસ્તવિક પૂજા કરતા હતા. વ્હાડ કામના ઓરડામાં જ્યારે **મિસ નાઇટીંગેલ** ઉભા રહેતાં ત્યારે તો આશ્ચર્યકારક અસર થતી. તેમની હાજરીથી ડાક્ટર ઘણીજ સહે-

**મિસ નાઇટીંગેલે** હૉસ્પીટલની પાસે એક ઘર ભાડે લીધું અને ઉપયોગમાં આવે એવી રીતે કપડાં ધોવાની યોજના કરી. તેનો ખર્ચ અર્ધો પોતે આપ્યો અને અર્ધો ઇંગ્લડમાં 'ધી ટાઇમ્સ' વર્તમાન પત્રે સિપાઇઓને માટે જે ફંડ કહાડ્યું હતું, એમાંથી બાકીનો ખર્ચ આપ્યો. આ ધોવાની જગ્યાએ આરોગ્યતાના સર્વ નિયમ સાચવવામાં આવતા, અને દરેક અઠવાડિએ પાંચસે ખમીસ અને દોઢસો બીજાં કપડા ધોવાતાં હતાં.

વળી એક બીજી અડચણ નડી કે, દર્દીઓ જ્યારે પોતાનાં મેલાં કપડાં ધોવા આપે ત્યારે પહેરવાને બીજાં કયાથી લાવવાં? તે લોકોનો સામાન તો તેમની પાસે હતોજ નહિ; અને જે અંગ ઉપર બગડેલાં વસ્ત્ર હતાં તે સિવાય ફાટેલુ ચીંથરૂં પણુ તેમની પાસે નહોતું પહેલા ત્રણ મહિના તો **મિસ નાઈટીંગેલે** પોતાના ખર્ચે દસ હજાર ખમીસ પુરાં પાડ્યાં ઘા ઉપર બાંધવાના પાટાપટીની પણ એટલીજ ભીડ હતી. નર્સોને જેટલો વખત મળતો તેટલામાં તેઓ પાટા, બિછાનાં અને ઓશીકાં બધુ તૈયાર કરતી.

દવા દારૂમાં પણ તેટલોજ ગુંચવાડો હતો. સ્કયુટેરાઇમાં દવાનો જે ભંડાર હતો તે સર્વ પણ અસ્તવ્યસ્ત હતો. દવા આપનારને પણ ખબર નહિ કે, દવા કેટલી છે અને કઇ કઇ છે. એક વખત એવું બન્યું કે **મિસીસ બ્રૅસબ્રીજે** અમુક દવા માગી ત્યારે તેમને કહેવામાં આવ્યુ કે તે દવા તો નથી. પછી **મિસ નાઇટીંગેલે** ફરી બરોબર તપાસ કરાવી ત્યારે માલુમ પડ્યું કે તે દવાનો ભરેલો અઢી મણનો કોથળો જેમનો તેમ કાંઇ પડેલો હતો

સિપાઇઓ દરવાનોમા પણ કાઇ બંદોબસ્ત નહેતો. છતાં **મિસ નાઇટીંગેલની** સુશીલતાની છાપ એટલી બધી પડી હતી કે કોઇ પણ નોકર એક અપશબ્દ વાપરતો નહિ, તેમજ કોઇ ઉંચે અવાજે બોલતું નહિ સર્વે અદબ રાખીને નીતિથી વર્તતા હતા. દર્દીઓ તો **મિસ નાઇટીંગેલની** વાસ્તવિક પૂજા કરતા હતા. વ્હાડ કામના ઓરડામાં જયારે **મિસ નાઇટીંગેલ** ઉભા રહેતાં ત્યારે તો આશ્ચર્યકારક અસર થતી. તેમની હાજરીથી ડાક્ટર ઘણીજ સહે-

સુવાવડો પણ તેજ જગ્યાએ થતી નવેંબર અને ડીસેંબર મહિનામાંજ વીસ બાળકોનો જન્મ થયો હતો અને શીયાળામાં બીજાં ઘણાં જન્મ્યાં હતાં.

મિસ નાઇટીંગેલે આવીને તેમને પુરતા વસ્ત્ર આપ્યાં, અને પોતાના ખાનગી ભંડોળમાંથી તેમને ખોરાક આપ્યો. અને જે નવાં છોકરા જન્મતાં તેમની બરોબર સંભાળ લેવા માંડી. બેશક આથી સર્વે દુખી સ્ત્રીઓના મનમાં મિસ નાઇટીંગેલને માટે ઘણી જ ઉપકારની વૃત્તિ થઇ

જાન્યુઆરી મહિનાની આખરે આ સ્ત્રીઓના રહેઠાણમાં ઝેરી તાવ દાખલ થયો. તેથી તેમને ખસેડવાને મિસ નાઇટીંગેલે ઉપરીને કહ્યુ. ત્યાર પછી એક જુદું ભાડાનું ઘર રાખ્યું. તેને મિસ નાઇટીંગેલે પોતાના ખર્ચે સ્વચ્છ કરાવ્યું અને બધો સરસામાન પુરો પાડયો. શીયાળો પુરો થયો ત્યાં સુધી સર્વ સ્ત્રીઓને પૈસા, ખોરાક, કપડાં અને સર્વ જરૂરીઆત ચીજો પુરી પાડવામાં આવી, અને વિધવા સ્ત્રીઓને દેશ જતાં કપડા સીવડાવી આપવામાં આવ્યાં. જે સ્ત્રીઓ કામ કરી શકે એવી હતી તેમને અઠવાડીઆના દસ બાર શીલીંગ આપવાના કરીને ધોવાના કામ પર રાખી કેટલીએક આબરૂદાર સ્ત્રીઓ માટે કૉન્સ્ટેન્ટીનોપલમા સારા કુટુંબમા નોકરી શોધી કહાડી છોકરાઓ માટે એક નિશાળની પણ શરૂઆત કરી. મિસ નાઇટીંગેલના પ્રયાસથી સ્કયુટેરાઇમાં લગભગ પાંચસો સ્ત્રીઓ દુઃખના સાગરમાથી ઉગરી. મિસ નાઇટીંગેલે પાછળથી લખાણ કર્યું કે "હવે જ્યારે લશ્કરી કાયદામાં કાંઇ સુધારા દાખલ કરવાનો પ્રસંગ આવે ત્યારે સિપાઇઓની સ્ત્રીઓને ને બાળકોને વિસરશો નહિ".

જ્યારે મિસ નાઇટીંગેલ સ્કયુટેરાઇની હોસ્પીટલમાં મરકી, મૃત્યુ અને બીજા અનેક અનિવાર્ય સંકટોની સામે આટલી હિંમતથી ટક્કર ઝીલતાં હતાં અને ઘમસાણ અને ગુંચવાડામાથી વ્યવસ્થા લાવવાનો પ્રયત્ન કરતાં હતા ત્યારે ઇંગ્લંડમા કેટલાએક નીચ મનના માણસો તેમના ધર્મ સંબંધી મત માટે ટીકા કરે જતા હતા. કેટલાએક કહેતા કે એતો રોમન કેથલીક ધર્મનો

આ નામદાર મહારાણીનો હસ્ત લિખિત પત્રજ **મિસીસ હર્બર્ટે મિસ નાઇટીંગેલ** તરફ રવાના કર્યો. **મિસ નાઇટીંગેલે** દરેક કોટડીની અંદર જઇને દર્દીઓની સમક્ષ વ ચાવ્યો. અને દરેક વખત 'ઇશ્વર મહારાણીનું રક્ષણ કરો' એવી પ્રાર્થના કરી, અને તેમાં દરેકે ઘણાજ ઉત્સાહથી ભાગ લીધો. પાછળથી આ કાગળના ઉતારા કરીને હોસ્પીટલની ભીંતો ઉપર ચોંટાડવામાં આવ્યા હતા.

જો કે **મિસ નાઇટીંગેલની** વિરૂદ્ધ હવે ઝાઝી લાગણી રહી નહોતી, તે છતાં મહારાણી સાહેબના પત્રથી તો તેમને ઘણોજ ટેકો મળ્યો. કારણ કે સર્વને માલૂમ પડ્યુ કે મહારાણીજી પણ **મિસ નાઇટીંગેલ** ઉપર પૂર્ણ વિશ્વાસ રાખે છે અને સર્વ સમાચાર તેમનીજ પાસે મંગાવે છે.

જ્યારે ઇ. સ. ૧૮૫૪ ના શીયાળામાં નાતાલની શરૂઆત થઇ ત્યારે **એ**રેક હોસ્પીટલના દર્દીઓ સ્વચ્છ બિછાનામા સુખ અને સંતુષ્ટ ચિત્તથી સુતેલા માલૂમ પડ્યા. કારણ કે તેમના રહેવાનાં અને ખાવાનાં સાધનમા ઘણોજ સુધારો થયો હતો. સ્ત્રીઓથી જેટલી બને તેટલી મદદ તેમને કરી હતી. આ સર્વ વ્યવસ્થા ફક્ત બે મહિનાના અરસામાં કુશળ **મિસ નાઇટીંગેલેજ** કરી હતી

દર્દીઓને શારીરિક પીડા હતી છતાં તેમનાં ચિત્ત પ્રફુલ્લિત હતાં. **મિસ નાઇટીંગેલ** અને તેમની નર્સોના આવ્યાથી તેમને ઘણોજ સંતોષ થયો હતો એમ લાગતું હતું. કારણ કે જ્યારે મહારાણીના રક્ષણ માટે પ્રાર્થના થઇ ત્યારે સર્વે મહારાણીના નામ સાથે **મિસ નાઇટીંગેલ** અને તેમની ટુકડીના રક્ષણ માટે પણ પ્રાર્થના કરી.

# પ્રકરણ ૧૦ મું.

નવા વર્ષમાં એટલે ઇ. સ. ૧૮૫૫ માં મિસ નાઇટીંગેલના કામમાં કાંઇ ઘટાડો થયો નહિ. જો કે રણસંગ્રામથી ઘાયલ થએલા સિપાઇઓનાં ટોળે ટોળાં તો હવે આવતાં બંધ થયાં હતાં. પરંતુ સીબેસ્ટેપુલના ઘેરામાં રોકાએલા સૈનિકોમાં પુષ્કળ રોગ ચાલવા માંડયો. મિસ નાઇટીંગેલે આ સિપાઇઓની દયા લાવીને એક પ્રસંગે એક મિત્રને લખ્યું કે " આ બિચારા સિપાઇઓને ઉંડી ખીણોમાં દરરોજ રાત્રે મજુરી કરવી પડે છે. રોજના રાતના ઉજાગરા થાય છે. તેઓ છત્રીસ કલાક સુધી લાગટ કામ કરે છે. ટાઢના દિવસ છતાં તેઓને કાંઇ પણ પુષ્ટીકારક ખોરાક મળતો નથી. કાચું કોરૂં ખાઇને જ તેમને રહેવું પડે છે. કારણ કે દેવતા સળગાવીને રાંધવા જેટલીએ ફુરસદ તેમને મળતી નથી. છતાં આપણું લશ્કર ધીરજથી લડે છે અને કોઇ પણ હીંમત હારતું નથી. ખરેખર તેમની હીંમતને બલિહારીજ છે."

આ ખીણોમાં ક્રાઇમીઆની સખત ટાઢ વેઠયાને લીધે સિપાઇઓને ઘણો સખત મરડાનો રોગ લાગુ પડયો અને બેહદ ટાઢને લીધે તેમનાં અંગ ઠરી જવા લાગ્યાં કોલેરા અને તાવમા પણ પુષ્કળ વધારો થયો, અને તેથી હોસ્પીટલોમા દર્દીઓની સંખ્યા ઘણી વધી પડી.

આ વર્ષની શરૂઆતમા મિસ સ્ટેન્લીની દેખરેખ નીચે બીજી પચાસ નર્સો સ્કયુટેરાઈ આવી પહોચી, તેમની દરેક હોસ્પીટલમાં છુટક છુટક વહેચણી થઇ. મિસ નાઇટીંગેલને આ વખતે પાંચ હજાર દર્દીઓની દેખરેખ રાખવાની હતી. અને ક્રાઇમીઆથી બીજા અગીઆરસો દર્દીઓ આવનાર હતા. બૅરેક હૉસ્પીટલમાં લગભગ બે હજાર દર્દીઓ હતા. અને તે સર્વે સખત બિમારી ભોગવતા હતા. સ્કયુટેરાઇની જનરલ હૉસ્પીટલમા પણ મિસ

નાઇટીંગેલનો કાયદો ચાલતો હતો. નવી નર્સોમાંની કેટલીએકને મિસ એમીલી એન્ડર્સીની દેખરેખ નીચે ત્યાંજ રાખવામાં આવી. બાકીની બધી નર્સોને બૉસ્ફરસની સામી બાજુએ કયુલાલી હૉસ્પીટલમાં મિસ સ્ટેન્લીના હાથ હેઠળ રાખવામાં આવી.

નવી નર્સોમાંની ઘણી ખરી આઇરીશ કૉન્વેન્ટમાંની 'સિસ્ટર્સ ઑફ મર્સી' માંની હતી. તેમાંની એક નર્સ હજી હયાત છે તે લખેછે કે—" સ્કયુટેરાઇની હૉસ્પીટલમા હું એક દિવસ રહી, તેનુ વર્ણન કરવાને મારામાં શકિત નથી. વહાણોનાં વહાણો ભરાઇને ઘાયલ થએલા સિપાઇઓ આવતા હતા. બે ત્રણ દિવસ સુધી તેઓ કાળા સમુદ્રમાં રખડતા, રીબાતા પડી રહેતા હતા. તેઓને જવાનુ ઠેકાણુ કયાં હતુ ? એક બિછાનુ ખાલી નહોતું. એક પછી એક તેઓને જમીન ઉપર નાખવામાં આવતા જ્યારે કૉલેરા કે બીજા કોઇ રોગથી માણસ મરી જાય ત્યારે પથારી ખાલી થાય ને ત્યારેજ બીજાને પથારીમાં સુવાનું મળતું. ઘણાક તો લાવતા ને વાત જ મરી જતા. તેમની અંતની ઘડીની ચીસો ખરે ઘણીજ દયાજનક અને હૃદયભેદક લાગતી. નિઃસંશય આવાજ લોકોને ક્રાઇમીઆના યોદ્ધાનું નામ યોગ્ય છે.

" ઘણી જ ખરાબ જાતનો કૉલેરા ત્યા ચાલતો હતો, અને જેને એ રોગ લાગતો તે ભાગ્યે જ ચાર પાંચ કલાક જીવતો તેમના અંગ એટલા જૂઠાં પડી જતાં અને કાષ્ટ પાષાણ જેવાં થઇ જતા કે સાંધાઓ તો જરા વળાય નહિ.' બધાં અવયવ સજ્જડ જ થઈ જતાં. દાકતર લોકો બનતો પ્રયત્ન કરતા પણ સર્વ નિષ્ફળ જતુ. દર્દીઓના અંગ એટલાં ઠરી જતાં હતાં કે ગમે તેટલો શેક કરે, રાઇના પ્લાસ્ટરો મારે પણ ગરમાવો આવે જ નહિ

" આ વખતે મિસ નાઇટીંગેલ અને તેમની ટુકડીની નર્સો ઘણા જ ઉપયોગમાં આવી; કારણ કે ગમે તેવો જોખમ ભરેલો ઉપાય હોય તે આ બાહોશ નર્સોને સોપી શકાતો. સામાન્ય સિપાઇઓનો તો એવી વખતે જરા વિશ્વાસ રખાય નહિ. દર્દીને શેક કરતી વખતે ઘણી જ સંભાળ લેવી પડતી.

શેક કરવાના ગરમ કકડામા જરા પણ ભીનાશ ના રહે તે સભાળવાની ઘણી જ જરૂર હતી. શેક કરવાના કકડાને બરોબર નીચોવીને તેના પર ક્લૉરોફોર્મ ( એક દવા ) છાટવામા આવતુ. પછીથી રાઇ અને ટર્પેન્ટાઇન દર્દીને શરીરે મસળતા તેથી ઘણીવાર ઠરી ગએલા અવયવોમા ગરમાવો આવતો. નર્સોએ ઘણી જ હીમતથી આ કારમી રોગ સામે ટક્કર ઝીલી હતી, પણ તેમના એટલા પ્રયાસથીએ ઘણા જ થોડા માણસો બચી શકતા. શોકજનક તો એ હતુ કે ઘણું કરીને મજબુત અને તદુરસ્ત સિપાઇઓ જ એ રોગના ભોગ થતા.

" એક દિવસ એક તદુરસ્ત ભરજુવાન માણસને માંચીમા સુવાડીને મારા ઓરડામાં લાવવામા આવ્યો. મને લાગ્યુ કે એને તો જલદીથી સારૂં થઈ જશે. મે રીતસર રોગના ઇલાજ લેવા માડયા. પણ દાક્તરે તો પહેલેથી જ મને કહ્યું કે એ બચે એવી આશા નથી. જ્યારે નોકરો થાકી ગયા ત્યારે મે જાતે શેકવાનુ હાથમાં લીધુ અને અતની ઘડી સૂધી મહેનત કર્યા કરી. પણ એના સાધા તો જરા ચસક્યા નહિ ચાર પાચ કલાક અત્યંત પીડા ભોગવીને એ બિચારો મરી ગયો "

કેટલા બધા દિવસ આ ભયકર રોગ ચાલુ રહ્યો. હૉસ્પીટલની ઓશરીની એક બાજુએથી રોગમા સપડાએલાની માચીઓ એક પછી એક આવતી હતી અને બીજી બાજુએ રોગથી મરી ગએલા માણસોની માચીઓ હારબધ જતી હતી. કબરો બરોબર જોઇએ તેટલી ઊંડી ખોદાતી નહોતી તેથી રોગ વધારે પસરતો હતો અને તેથી હૉસ્પીટલની આસપાસની હવામાં ચેપ લાગ્યો હતો એમ કેટલાએકનુ માનવું હતુ.

કૉલેરો જેટલો ભયકર હતો તેટલો જ ભયકર સંધીવા (frost-bite) નો રોગ હતો **સી**એસ્ટેપુલથી સેકડો માણસો એ રોગના ભોગ થઇને આવતા હતા એ લોકને કેટલી પીડા થતી હતી તેનો ખ્યાલ નજરે જોયા વિના ભાગ્યે જ આવી શકે. ત્યાની એક નર્સ લખે છે કે " **સી**એસ્ટેપુલથી આવનાર

લોકોને અંગે ઘણાં જ ઝીણાં વસ્ત્ર હતાં. ફાઇગીઆની આટલી સખત ઠંડીથી રક્ષણ કરવાને તેમની પાસે કાંઇ જ સાધન નહોતાં. જ્યારે માંચીમાં સુવાડીને તેમને દાટવા લઇ જવામાં આવતા ત્યારે તેમનાં દીલ એટલાં ઠરી જતાં કે અંગનાં કપડાં પણ શરીર સાથે ચોંટી જતાં તે કાપી નાખવાં પડતાં. ઘણી વખત તો માણસનું માંસ અને તેમનાં કપડાં એકઠાં ઠરી જતાં હતાં અને પગ તો એટલા ઠરી જતા હતા કે જોડા એમને એમ તો કઢાય જ નહી. જ્યારે થોડા થોડા કાપીને કાઢે ત્યારે. તેથી ચામડી છોલાઇ જાય, માંસ અંદરથી નીકળી પડે, એવા અનેક ત્રાસદાયક દેખાવ નજરે પડતા હતા પોલ્ટીસ મારે તે પણ કપડાં ઉપર થોડું તેલ છાંટીને નહી તો કપડાં ઠરીને અંગ સાથે ચોંટી જાય. તે છતાં જ્યારે સ્હવારમાં પોલ્ટીસ કહાડે ત્યારે ચામડી સાથે ઉખડી આવે ને કોઇ કોઇ વાર તો દાકતર પોતાના હથિઆરનો ઉપયોગ કરે ત્યારે જ નીકળે. પગનાં આંગળા તો ઓળખાય નહિ એવાં થઇ જતાં."

સિબેસ્ટે પુલની ખીણોમાં આથી પણ ઘણું વધારે સંકટ પડતું. તેનું યથાસ્થિત વર્ણન તો કરી શકાયજ નહિ. ત્યાં જઇ આવેલા સિપાઇઓ હજી પણ એટલી જ લાગણીથી ત્યાંની હકીકત કહી સંભળાવે છે. લોકો બંદુકના ગોળાથી બચવાને માટે ઠરી ગયેલી જમીનની અંદર ખાડા ખોદીને રહેતા હતા તો ત્યાંએ ટાઢે ઠરી જતા.

ઠંડી એટલી સખત હતી કે લડતી વખતે બંદુકના ઘોડા પણ જલદીથી ખેંચી શકાતા નહિ. એક સિપાઇ બેલેકલેવામા શીત થયેલો પડયો હતો, તેણે જ્યારે રાતમાં પાસું બદલ્યું ત્યારે જાણ્યું કે તેના પગ એક બીજા સિપાઇના પગ સાથે સજજડ ઠરી ગયા હતા. આ અને બીજા અનેક રોગમાં સપડાએલા સેંકડો માણસો સ્કયુટરાઇની ચીચોચીચ ભરાએલી હોસ્પીટલમાં દરરોજ આવતા હતા. એક રાતમાં સાઠ માણસો મરી જતા અને બે મહિના તો સેંકડે સાઠ માણસો મરી જતા.

ફ્લૉરેન્સ નાઇટીંગેલ બધે ફરી વળતાં મરણના બિછાના આગળ તે દર્દીઓને ધીરજ આપતાં અને ઇશ્વરનું ચિંતન કરાવતાં. દેહ અને આત્મા બન્નેની સરખી બરદાસ કરતાં. ઘણા સિપાઇઓએ મરતાં મરતા પોતાને ઘેર કહેવાના સંદેશા તેમને કહેલા, અને પોતાની મા કે સ્ત્રીને સ્નેહસૂચક અંતની ભેટો આપવાની તે પણ તેમનેજ સોપેલી. આ સર્વ અંતની ઘડીના સંદેશા ચોક્કસ રીતે મિસ નાઇટીંગેલે પહોંચાડ્યા હતા તે સર્વ કોઇ જાણે છે.

રાત પડ્યા પછી જ્યારે દાકતરો પોતાની તપાસ કરીને પરવારે ત્યારે આ ' લેડી-ઇન-ચીફ ' તેમનાં સાદાં કાળાં કપડાં પહેરી, ઉપર સફેદ વસ્ત્ર ઓઢીને દરેકે દરેક ઓરડામાં અને ચારે તરફ ઓશરીમા એક નહાનો દીવો હાથમાં લઇને ફરી આવતાં. એટલા થોડા પ્રકાશથી પણ તે જોઇ શકતાં કે કયો માણસ ઘણી પીડા ભોગવે છે, અથવા કયો માણસ મૃત્યુ સમીપ છે. અને તેવી જગ્યાએ તે ધીરજના બે બોલ કહેવા ઉભા રહેતાં.

ફ્લૉરેન્સ નાઇટીંગેલની ખરી હીંમત આ રાતની તપાસણીની ફેરી વખતે ઘણી માલુમ પડી આવતી. એ વખતે ચારે તરફ શૂન્યકાર હોય, અને રોગથી પીડાતા માણસો નિદ્રાને માટે ફાંફાં મારતા હોય, અને આલસવિલસ થતા હોય, ત્યારે ગમે તેવા શબ્દ શ્રવણથી બીક લાગે, કોઇ સનેપાતમાં ગમે તેમ બબડતું હોય, કોઇ પોતાને ઘેર જવાની બૂમ પાડતુ હોય, કોઇને ઉધરસ આવતી હોય, કોઇને અત્યંત વેદના થતી હોય, કોઇને મૃત્યુની યાતના થતી હોય-આવા સર્વ અવાજ મિસ નાઇટીંગેલ જ્યારે પોતાનો નહાનો દીવો લઇને ફરતાં ત્યારે તેમને કાને પડતા. આવો અનુભવ એક વાર થાય તોએ જન્મ પર્યંત સાભરે; પણ આ તો દરરોજ રાત્રે, અઠવાડીઆં ને અઠવાડીઆં સુધી, મહના ને મહિના સુધી આ કુમારિકાને કાને પડતા, અને તે છતાં રીબાતા લોકોનું કષ્ટ ઓછું કરવાને તેમણે હીમત છોડી નહીં.

ધન્ય છે આવી બહાદુર નારીને !

---

## પ્રકરણ ૧૧ મું.

મિસ નાઇટીંગેલની આવી અથાગ મહેનતના કાર્યમાં ઇંગ્લંડમાંથી ઘણી મદદ મળતી હતી. ઇંગ્લંડની શ્રેષ્ઠ વર્ગની સ્ત્રીઓ જાતે ગોરીસમાં જઇને મિસ નાઇટીંગેલના નામ ઉપર સંખ્યાબંધ પાર્સલો મોકલતી. સ્કયુટેરાઇ તરફ એટલો માલ રવાના થવા લાગ્યો કે લોકો ભુલાવામાં પડતા કે આ તે ખરેખર આપણોજ માલ છે કે ભુલમાં આ જગ્યાએ આવી પડયો છે. મહારાણીજી પોતે, રાજ કુંવરીઓ અને બીજી સર્વ સ્ત્રીઓ પાટાપટીઓ, ખમીસ, મોજાં સર્વ પોતાને હાથે ગુંથી તૈયાર કરીને સિપાઇઓ માટે મોકલતાં. ગમે તેવી સારી વસ્તુ હોય તોપણ તે લોકો માટે મોકલાતી મોટા અમીરોને છાજતી વસ્તુઓ પણ સ્કયુટેરાઇએ મોકલાઇ હતી મહારાણીએ પોતાનું નામ ઉપર ભરીને સારામાં સારાં ખમીસો, ઉંચામાં ઉંચી ચાદરો મોકલી હતી.

જ્યારે ખાનગી રીતે આટલી મદદ મોકલાતી હતી ત્યારે ' ધી ટાઇમ્સ ' વર્તમાનપત્ર જેનાં લખણોથી લોકોની લાગણી આ મહાન પરોપકાર માટે પ્રથમ જાગ્રત થઇ હતી તેના તરફથી ઘાયલ થએલા સિપાઇઓની મદદ માટે એક ફંડ ઉભું કરવામા આવ્યુ હતું. લોકો તરફથી તેને સારી મદદ મળતી હતી. આ ફંડનો ઉપયોગ કરવાને મિ. મેકડોનલ્ડ નામના હોશીઆર અને આબરૂદાર ગૃહસ્થને ક્રાઇમીઆ તરફ મોકલવામાં આવ્યો.

નીકળતાં પહેલાં મિ. મેકડોનલ્ડ લડાઇના સેક્રેટરી ડયુક ઓફ ન્યુકેસલને મળ્યો; તેના તરફથી તેને કહેવામાં આવ્યું કે સરકાર તરફથી એટલા સારા ઉપાયો લેવામાં આવ્યા છે કે ટાઇમ્સ ફંડ વાપરવાની કાંઇજ જરૂર નથી છતાં મિ. મેકડોનલ્ડ તો પોતાને માર્ગે ચાલ્યા, કારણ કે સિડ્નીહર્બર્ટે તેને સર્વ ખરી હકીકત જણાવી હતી.

સ્કુટેરી પહોંચતાં પણ તેને ફરી એમજ કહેવામાં આવ્યું; છતાં એણે દરકાર કરી નહિ કારણ કે એણે પ્રત્યક્ષ જોયુ કે કાઇમીઆની આટલી ઠંડીમાં અ ગતુ રક્ષણ કરવા માટે સિપાઇઓ પાસે કાંઇજ સાધન નથી, અને તેથી તેને કૉન્સ્ટેન્ટીનોપલના બજારમાંથી થોડાક ગરમ કપડા વેચાતાં લીધાં અને ટાઇમ્સ ફંડના પૈસાનો ભાર જરા હલકો કર્યો.

જ્યારે મિ મેકડોનલ્ડ સ્કયુટેરાઇની હોસ્પીટલમા ગયો ત્યારે ત્યાંના મોટા ડાક્ટરે કહ્યું કે અહીં કાઇ વાતની ખોટ નથી ત્યારે ખરે એને ઘણીજ અજાયબી લાગી હશે. સરકારી વર્ગના દરેક અધિકારી તરફથી એને આવાજ જવાબ મળતા.

પરંતુ જ્યારે બૅરક હોસ્પીટલમાં જઇને તે મિસ નાઇટીંગેલને મળ્યો ત્યારે તેના સર્વ સંશય દૂર થયા મિસ નાઇટીંગેલે જ્યારે સાંભળ્યુ કે એને સર્વ તરફથી એમ કહેવામાં આવ્યું હતું કે હોસ્પીટ્લોમા તો કાંઇપણ વસ્તુ-ની ખોટ નથી ઇત્યાદી, ત્યારે એ તો દિગમુઢજ થઇ ગયાં મિ. મેકડોનલ્ડને તે પોતે પોતાની ઑફીસના ઓરડામાં લઇ ગયાં. અને સર્વ વ્યવસ્થા પ્રત્યક્ષ દેખાડીને તેને બધી હકીકતથી વાકેફ કર્યો પોતાના ખાનગી ખર્ચમાથી કે-ટલું ખાવાનું અને બીજાં સાધનો પુરા પાડવાં પડતા હતાં એ સર્વ પણ તેને કહ્યુ–અને કહ્યું કે લોકોની આટલી બધી મદદ છતાં સર્વ જરૂરીઆત વસ્તુઓ પુરી પાડી શકાતી નહોતી.

સર્વ હકીકત સાંભળીને મિ. મેકડોનલ્ડની તો પૂર્ણ ખાત્રી થઈ કે અહીં ખરચેલો પૈસો જરા વ્યર્થ જવાનો નથી; કેમકે લોકોના સંકટનો પાર નહોતો.

તે દિવસ પછી મિસ નાઇટીંગેલની સાથે હોસ્પીટ્લના દરેકે દરેક ઓ-રડે ફરીને કઇ કઇ વસ્તુની ખાસ અગત્ય દર્દીઓને છે તેની તેણે એક નોટ બુકમાં ટીપ કરી. અને સર્વ માલ કૉન્સ્ટેન્ટીનોપલથી મંગાવ્યો. મિસ નાઇ-ટીંગેલને આવી આઇતી મદદથી ઘણો જ સંતોષ થયો. કારણ કે રોકડાં નાણાં

માંથી તે પોતાને યોગ્ય લાગે તેવી જ વસ્તુઓ મંગાવી શકતાં અને એક પણ પાઇ વ્યર્થ જવા દેતાં નહિ.

મિ. મેકડોનલ્ડ એક પત્રમાં લખે છે કે—"જે જગ્યાએ ઘણોજ ભયંકર રોગ હોય અને જ્યાં જમરાજાના દૂત રાહ જોઇનેજ બેઠા હોય તે જગ્યાએ તો દેવી સમાન મિસ નાઇટીંગેલ હાજર હોય જ. મૃત્યુ વખતે તો એ પવિત્ર મૂર્તિની અસર કાંઇ વિચિત્ર જ થતી. જ્યારે જ્યારે એ રવેશમાં કે ઓશરી પર ફરતાં ત્યારે તેમને જોઇને દરેક દર્દીના ચહેરા ઉપર ઉપકાર વૃત્તિ માલુમ પડી આવતી. જ્યારે બધા ઉપરીઓ અને નોકરો તપાસ કરીને પરવાર્યા હોય ત્યારે આ નાજુક સ્ત્રી હાથમાં નહાનો દીવો લઇને ઓરડે ઓરડે ફરતી.

" પ્રથમથી લોકો આ હીમતવાન સ્ત્રીની ધૈર્યતાને વખાણતા હતા. એમાં જરા ભૂલ નહોતી. ઇશ્વર કરે ને એ લાંબુ આયુષ્ય ભોગવે ને વધારે કીર્ત્તિ મેળવે. એમને જે જે નજરે જુવે છે તેને તો તેમના ફીક્કા ચહેરા ઉપરથી તેમની તંદુરસ્તી માટે અત્યંત ધાસ્તી રહે છે.

" તેનામાં સ્ત્રી જાતીને યોગ્ય સુકોમળતા, સુશીલતા, સુજ્ઞતા, ઉપરાંત ઘણી જ દક્ષતા ધૈર્ય અને દૃઢતા છે. મારી તો પૂર્ણ ખાત્રી થઇ છે કે મિસ નાઇટીંગેલ જો સ્કયુટેરાઈ ગયાં નહોત તો બિચારા અનાથ સિપાઇઓની હોસ્પીટલમાં કોઇ દાદ ફરિયાદ લેત નહિ. "

મિ. મેકડોનલ્ડના ગયા પછી ફ્રાન્સથી મો. સોયર નામનો એક શખ્સ જે રસોઇની બાબતમાં ઘણોજ કાબેલ હતો તે સ્કયુટેરાઇ મિસ નાઇટીંગેલની મદદે આવ્યો. તેણે તેમને ઘણી બાબતમાં મદદ કરી અને રસોઇ ખાતામાં ઘણા ઉપયોગી સુધારા કર્યા. સરકાર તરફથી પણ તેમને એ બાબતમાં સારી સહાયતા મળી હતી અને તેથી એ ખાતામાં થોડા વખતમાં ઘણું સંતોષકારક પરિણામ આવ્યું.

---

# પ્રકરણ ૧૨ મું.

ઈ સ. ૧૮૫૫ ની વસંતઋતુ પૂરી થઇ ત્યાંસુધી ક્રાઇમીઆના લશ્કરમાં કોલેરા, મરડો ઇત્યાદિ ચાલતાં હતાં લોકોનાં શરીર ઠંડી, રોગ વગેરેથી એટલાં ક્ષીણ થઇ ગયા હતા કે કોઇ પણ માંદગી હવે એ સહન કરી શકતા નહિ વળી ટાઇફોઇડ નામનો ઘણો ઝેરી તાવ શરૂ થયો સ્કયુટેરાઇની હોસ્પીટલમાં પુષ્કળ દર્દીઓ મૃત્યુ પામતા અને અસંખ્ય લોકો રોગના ભોગ થઇ પડતા.

હોસ્પીટલના અધિકારી વર્ગમાં પણ આ સખત તાવે દેખાવ દીધો. આઠ દાક્તરો તાવમા સપડાયા અને તેમાના સાત તો મરી પણ ગયા. મિસ નાઇટીંગેલે પોતે બે ત્રણ દાકતરોની બરદાસ કરી.

એક પ્રસંગે તો એવું થયુ કે આખી બૅરેક હોસ્પીટલમાં માત્ર એકજ હોસ્પીટલ એસીસ્ટન્ટ ( ઇસ્પીતાળનો માસ્તર ) એવો હતો કે જે સાજો હોવાથી કાંઇ પણ કામમા આવી શકતો, અને તેનો ખપ ચોવીસે ઓરડામાં પડતો. ત્રણ નર્સો પણ તાવે પડી હતી. હોસ્પીટલના અધિકારીઓ અને નર્સોમાં જ્યારે તાવે પ્રવેશ કર્યો ત્યારે લેડી-ઇન-ચીફ મિસ નાઇટીંગેલનું કામ બહુ ભારે થઇ પડયું, છતાં ઘણી હિમ્મતથી કામનો બોજો તેમણે ઉપાડી લીધો અને એક પણ દિવસ તેમણે પાછી પાની કરી નહીં. દૃઢતા અને મનના જુસ્સાને લીધેજ આવે પ્રસંગે પણ તે ઉત્સાહથી કામ કરી શકતાં.

અત્યાર સુધી તેમની ટુકડીમાંથી કોઇ મૃત્યુને વશ થયું નહોતું પણ આ છેલ્લા સપાટામાં તો તેમની એક ઘણીજ વ્હાલી નર્સ મરણ પામી. એના મૃત્યુથી આખી ટોળીને ઘણો સંતાપ થયો, પરંતુ મિસ નાઇટીંગેલે તો આ

ઘા પણ ઘણી હીમતથી સહન કર્યો. સિપાઇઓ, દર્દીઓ સર્વને સરખો શોક લાગ્યો કારણ કે એ નર્સ ઘણીજ માયાળુ હતી.

એ નર્સના મૃત્યુને થોડાક દિવસ થયા એટલામાં એક બીજી નર્સ પણ મૃત્યુ પામી. તે બિચારી કૉલેરાનો ભોગ થઇ પડી.

એમ એક પછી એક ત્રણ ચાર નર્સ મૃત્યુ પામી. લોકોએ સર્વને માટે ઘણીજ દીલસોજી બતાવી કારણ કે આખા લશ્કરીવર્ગને હવે તેમની કદર માલૂમ પડી હતી.

જ્યારે મે મહિનામાં રોગની શાન્તિ થઇ ત્યારે મિસ **નાઇટીંગેલ સ્કયુટેરાઇથી** બેલેકલેવા જવા નીકળ્યાં. લઢાઇના મુખ્ય સ્થાનમાં ઘાયલ થએલા ને માંદા સિપાઇઓની સ્થિતિ કેવી છે, તે જોવાની તેમને ઘણી ઇચ્છા હતી. અને નર્સની ટુકડીના સ્યુપરીન્ટેન્ડેન્ટ તરીકે ક્રાઇમીઆની હૉસ્પીટલો તપાસવાની તેમની ફરજ હતી.

**સ્કયુટેરાઇ** છોડતી વખતે તેમને ઘણીજ દીલગિરી લાગી. તેમજ ત્યાં રહેતાં માણસોને પણ ઘણીજ લાગણી થઇ આવી. કેમકે કોઇને જીંદગીનો ભરૂસો નહોતો. એ જ્યારે ફરી પાછાં આવે ત્યારે કોણ જીવતું હશે તે કોઇ જાણતુ નહોતું.

આટલા છ મહિનામાં મિસ **નાઇટીંગેલે** જેટલી વિટંબના વેઠી હતી તેટલી ભાગ્યેજ કોઇએ વેઠી હશે. તે છતાં તેમને એટલો તો સંતોષ હતો કે તેમના આવ્યાથી દવાખાનાની વ્યવસ્થામાં ઘણોજ સુધારો થયો હતો અને સેંકડો મનુષ્યને સુખનાં સાધન આપી શક્યાં હતાં.

મે મહિનામાં તે, થોડીક નર્સો, મિ. **બ્રેસબ્રીજ** અને **મોંસોયરની** સાથે **રોબર્ટલાઉ** નામની આગબોટમા બેસીને ક્રાઇમીઆ જવા ઉપડ્યાં.

આ સફર વખતે હવા ઘણીજ ખુશકારક હતી. વસંતઋતુને લીધે સર્વ રમણીય લાગતું હતું અને સમુદ્ર પણ શાન્ત હતો. મિસ **નાઇટીંગેલનું** મન પણ આસપાસના દેખાવથી પ્રફુલ્લિત થયુ. પરતુ તેમના સ્વભાવ પ્રમાણે તે

વહાણપર પણ સ્થિર બેસી ના રહ્યાં. તેમની સાથે છસે લશ્કરના સિપાઇઓ પણ હતા અને થોડાએક લશ્કરના અધિકારીઓ પણ હતા. મિસ **નાઇટીંગેલ** તે સિપાઇઓની સાથે વાતચિત કરવા વહાણના નીચલા માળમા ગયાં. ત્યાં જઇને જુવેછે તો કેટલાએક સિપાઇઓ તાવે પડેલા માલૂમ પડ્યા. તેમાંનો એક સિપાઈ દવા પીવાની ના કહેતો હતો. તેને મિસ **નાઇટીંગેલે** પૂછ્યું—, " ભાઇ ! તું દવા પીવાની શા માટે ના કહેછે ?"

તે માણસે જવાબ દીધો—" બાઇ સાહેબ ! એક વખત મેં દવા પીધી હતી પણ તેથી ઉલટો મારો જીવ બગડી આવ્યો, ત્યાર પછી હુ કોઇ દિવસ દવા નથી લેતો. "

" પણ ભાઇ ! હુ જો મારે હાથે તને દવા તૈયાર કરી આપુ તો તો તું પીશ કે નહિ ?"

તેણે કહ્યું " બાઇ ! તમે આપશો તેથી કાંઇ ફેર પડવાનો છે ?"

તે છતાં તેણે દવા પીધી અને મિસ **નાઇટીંગેલે** તેને વાતે લગાડ્યો; તેથી તે દવાની વાત ભૂલી ગયો અને દવાએ દવાનો ગુણ કર્યો.

થોડાક દિવસમા તે એલેકલેવાના બારામાં પેઠાં તે દિવસે મિસ **નાઇટીં-ગેલ** આવવાનાં છે એ વાત બધાના જાણવામાં આવી હતી. તેથી સેકડો લોક તેમને જોવાને બારામાં આવ્યા હતાં તેમના વહાણે જેવુ લંગર નાંખ્યું કે એલેકલેવાની હોસ્પીટલના મુખ્ય અધિકારી અને બીજા દાકતરો તેમને મળ-વાને આવ્યા થોડીવાર પછી લશ્કરનો કમાન્ડર–ઇન–ચીફ તેમને મળવા આવ્યો. તે વખતે તો તેમણે હોસ્પીટલ તપાસવાનુ કામ શરૂ પણ કરી દીધુ હતુ.

બીજે દિવસે તે પોતે કમાન્ડર સાહેબને ઘોડાપર બેસીને મળવા ગયાં. તે છાવણીમા ફરતા તે લોકોની નજર ચુકાવવાને છુપા વેશમાંજ ફરતાં.

છાવણીનો રસ્તો ઘણો સાકડો અને ખાડા ખઇઆ વાળો હતો. રસ્તામાં ઘોડા, ગાડીઓ, ગાડા, ગધેડાં, ખચ્ચર વગેરેની ભીડ ઘણીજ હતી. એટલી

ભીડમાં મિસ **નાઇટીંગેલ**નો ઘોડો ચમક્યો પરંતુ બાળપણથી ઘોડાપર બેસવાની ટેવ હતી તેથી પોતાનું રક્ષણ બરોબર કરી શક્યાં.

કેડીકાઈ નામના ગામડામાંની હોસ્પીટલ તપાસીને રણસંગ્રામ જોવાને એમની ટુકડી એક નહાની ટેકરી ઉપર ચઢી, ત્યાંથી લઢાઈ બરોબર દેખાતી હતી.

**સી**એસ્ટેપોલથી આવતા તોપના ધડાકા સંભળાતા હતા, રણશીંગડાંના અવાજ આવતા હતા અને પાસેજ **બે**લેકલેવાની ખીણોમાં સિપાઇઓ લઢતા અને પડતા.

**ફ્લૉ**રેન્સ **નાઇટીંગેલે** સર્વ રચના ઘોડા ઉપર બેઠે બેઠે જોઇ, અને પછી શોકાર્દ્ર હૃદયથી ત્યાંથી પાછાં ફર્યાં. કારણ કે તે જાણતા હતાં કે તે ઘેરો પૂરો થશે એટલામાં હજારો સિપાઇઓ મૃત્યુ પામશે અથવા ઘાયલ થશે.

મુખ્ય છાવણીમાં જતાં જતાં તેમણે કેટલીએક નહાની હોસ્પીટલો તપાસી લીધી ત્યાર પછી કમાન્ડર સાહેબના મુકામ તરફ ગયાં. ત્યા ખબર કહાડતાં માલૂમ પડ્યું કે સાહેબ તો બહાર નીકળી પડ્યા હતા. તેથી **સી**એસ્ટેપોલની મોટી 'જનરલ હોસ્પીટલ' જોવા ગયાં.

આ હોસ્પીટલમાં છસો સાતસો દર્દીઓ પડેલા હતા. અને તે સર્વને જ્યારે ખબર પડી કે **સ્ક્યુ**ટેરાઈનાં ભલાં 'બાઇ સાહેબ' તેમને મળવા આવેછે ત્યારે તેમના આનંદનો પાર રહ્યો નહી. દવાખાનામાંથી જ્યારે રસોડામાં તે ગયાં ત્યારે તેમના હાથ નીચે જે લોકો સારા થએલા હતા તે કામ કરતા હતા. તેમણે તાળીઓ અને ખુશીના પોકારથી તેમને આવકાર દીધો. આવી લાગણી જોઇને તેમને અત્યંત ખુશી થઇ, ઘોડા ઉપર બેઠેલાં હતાં, એટલે તેમણે ફક્ત માથું હલાવીને સર્વનો ઉપકાર માન્યો. લોકો એટલા જોરથી હર્ષની બૂમો પાડતા હતા કે મિસ **નાઇ**ટીંગેલના ઘોડાએ તોફાન કરવા માંડ્યું અને જ્યાં સુધી લોકો શાંત થયા ત્યાં સુધી એક માણસે તેને દોરીને ચલાવ્યો.

સીબેસ્ટપોલની ફ્રેંચ અને ઈંગ્લીશ છાવણીમાં ફર્યા પછી જે કીલ્લાને ઘેરો ઘાલ્યો હતો તે જોવા સર્વ ગયા. સારી જગ્યા ખોળીને બધા ઉભાં રહ્યા. ત્યા બંદૂકના બહાર થતા હતા.

એટલામા એક દરવાને આવીને કહ્યું કે ત્યાથી સર્વ ઉતરી જાઓ તો સારૂં કેમકે કોઇ લોકને ઉભેલા ત્યા જોશે તો શત્રુઓ તેમના તરફ બંદૂક ફોડશે મિસ નાઇટીંગેલ જરા આઘે જઇને ઉભા

ત્યાથી સર્વ નિરીક્ષણ કર્યા પછી એથી પણ વધારે ધાસ્તી ભરેલી જગ્યાએ જવાની મિસ નાઇટીંગેલે ઇચ્છા બતાવી પેલો દરવાન તો બિચારો ગભરાઇ ગયો તેણે કહ્યુ "બાઇ સાહેબ! પરમેશ્વર ના કરે ને તમને જો કાઇ થાય તો મારૂં નામ બદનામ ના કરશો હુ તો આ સર્વ સાહેબની સાક્ષી લઇને કહીશ કે મે તો પહેલેથી ચેતાવ્યા હતાં."

મિસ નાઇટીંગેલે તેને જવાબ દીધો કે "ભાઇ, મારા મોં આગળથી તો કાંઈ સેંકડો માણસો મરી ગયા છે, મને કાઇ મોત જોવાની નવાઇ નથી અને તેથી જ હુ મૃત્યુથી બ્હીતી નથી."

છેવટ આ ટુકડી સીબેસ્ટેપોલનો ઘેરો જોવાને તોપખાના આગળ આવી પહોચી ત્યા સોંસોયરની ઇચ્છાથી એક ઉંચી ટેકરી ઉપર મિસ નાઇટીંગેલ ચઢયા. એ જગ્યા એટલી ઉંચી અને મધ્ય ભાગમા હતી તેની તેમને કાઇજ ખબર નહોતી જેવા તે મધ્ય ટોચ ઉપર ચઢીને સ્વસ્થ થયાં કે સર્વ તેમના ગુણના વખાણ કરીને હર્ષના પોકાર કરવા લાગ્યા દૂરથી લસ્કરના સિપાઇઓએ પણ તેમને ઓળખ્યા, અને તે લોકો પણ હર્ષની બૂમો પાડવા લાગ્યા— એટલે સુધી કે સીબેસ્ટેપોલમા રશીઅનો ગભરાયા.

છેક સંધ્યાકાળે મિસ નાઇટીંગેલ પાછા ફર્યા. ઘણીજ ઝડપથી ઘોડા દોડાવવા માડ્યા તે છતા અંધારૂં થઇ ગયુ. રસ્તો એટલો સાકડો અને ઉભો હતો કે ઘોડા સરી પડવાની બીક લાગી. અને તેથી એક સ્વાર પોતાના ઘોડા ઉપરથી ઉતરીને મિસ નાઇટીંગેલનો ઘોડો દોરીને ચાલવા મંડ્યો ચાલતા—

ચાલતાં તેમના ઘોડાએ તે સ્વારના માથામાં ઘણા જોરથી માર્યું તેને વાગ્યું તો ઘણુજ અને લોહી પણ પુષ્કળ વહી ગયું; પણ મુકામે પહોચતાં સુધી તે મુગોજ રહ્યો અને કોઇને ખબર પડવા દીધી નહિ. બેલેકુલેવાની હોસ્પીટલમાં પહોંચ્યાં ત્યારે ફ્લૉરેન્સ નાઇટીંગેલને જાણ થતાં પોતેજ તેનો ઘા ધોઇ નાંખ્યો અને તેના ઉપર પાટા બાંધ્યો.

---

# પ્રકરણ ૧૩ મું.

આગલા દિવસની મુલાકાતનો અત્યંત શ્રમ પહોંચ્યો હતો, અને તબિયત જરા નાદુરસ્ત હતી તે છતાં બીજે દિવસે મિસ **નાઇટીંગેલ** બેલેકલેવાની 'જનરલ હોસ્પીટલ' જોવા ગયાં. તેમની સાથે **મોં**સોગર પણ ગયો હતો. ત્યાં તેમને ચાર પાચ કલાક થયા ત્યાથી પછી થોડેક દૂર ( જરા સાજા થયેલા પણ અશક્ત માણસોને રહેવાની જગ્યા ) એક સેનેટેરીઅમ હતુ તે જોવા ગયાં. તે વખતે તડકો બહુજ થઇ ગયો હતો અને ચાલવાથી શ્રમ પણ ઘણો લાગ્યો. સેનેટેરીઅમ તરફ જતા રસ્તામા એક ઝુંપડીમા એક લશ્કરી દાર માંદો હતો તેને જોતા ગયાં બેલેકલેવા પાછા આવ્યા પછી બીજ સેનેટેરીઅમમાં ત્રણ નર્સોને કામે વળગાડી અને પેલા માંદા થએલા અમલદારને જોઈ આવ્યાં. ત્યાર પછીથી દરરોજ તે હોસ્પીટલ તપાસવા નિયમસર જતાં એટલામા એક દિવસે એમને સખત તાવ ચઢી આવ્યો ક્રાઇમીઆમા ચાલતો ઘણીજ ખરાબ જાતનો તાવ હતો એમ દાકતરોએ કહ્યુ અને તેમને તાકીદે સેનેટેરીઅમમાં લઇ જવાની સલાહ આપી.

તેમને એક સારી મંચીલમાં બેસાડીને ઘણી સંભાળથી ત્યા લઇ જવામા આવ્યા. તેમની બિમારીને લીધે સર્વે ઘણાંજ ગભરાયા તેમની પોતાની એક ખાનગી નર્સને સાથે રાખી એક જણે તેમને તડકો ના લાગે માટે છત્રી ધરી અને તેમનો એક નિમકહલાલ નહાનો છોકરો નોકર તેમની આગળ રડતો રડતો ચાલતો હતો રસ્તે જતા એટલી ભીડ નડી કે લગભગ એક કલાક મુકામે પહોચતા થયો એક નહાની નદીની પાસે નહાનું સરખું મકાન રાખવામા આવ્યુ. ત્યા થોડા દિવસ મિસ **નાઇટીંગેલે** ઘણી ભયંકર માંદગી ભોગવી દાક્તરોએ અને તેમની નર્સે ઘણીજ કાળજીથી તેમની સેવા ઉઠાવી **રકબુ-**

ટેરાઇમાં અત્યંત મહેનત, કાળજી અને ઉજાગરા વેઠયા તેના પરિણામેજ આ તાવમા તે એકદમ સપડાઇ ગયાં.

લોકો એટલી ચિંતામાં હતા કે જરાક તેમની તબિયત વધારે બગડે કે ગભરાટ ફેલાવતા. એક વખત તો એવી પણ અફવા ઉડી કે મિસ નાઇટીંગેલને તો અંતનો શ્વાસ ચાલે છે. આવી અફવા સ્કયુટેરાઇની બ્રૅરેક હોસ્પીટલમાં ચાલી ત્યારે તો ત્યાં રડારડ થઇ રહી. દર્દીઓ ને સાજા માણસ સર્વને સરખો શોક થયો. વખત જતાં લંડનમા પણ આ ગપ પહોંચી અને તે વખતના વર્તમાનપત્રો ઉપરથી જણાય છે કે સર્વ લોકોને મિસ નાઇટીંગેલ માટે ઘણોજ ભક્તિભાવ હતો.

ભાગ્ય જોગે થોડા વખતમાં માઠા સમાચારનો સંશય દૂર થયો; અને મિસ નાઇટીંગેલની તબીયતમાં સહેજ સુધારો માલૂમ પડવા માંડયો; અને આ અમુલ્ય જીવન બચશે એવી આશા પડવા લાગી

મિસ નાઇટીંગેલના મંદવાડની કમાન્ડર સાહેબને ઘણીજ ચિંતા હતી; અને જ્યારે તેમને મળવા જવાની દાકતરોએ છુટ આપી ત્યારે તરતજ તે તેમને જોવાને ગયા.

મિસ નાઇટીંગેલને બારે દિવસે તાવ ઉતર્યો ત્યાર પછી દાકતરોએ તેમને એવી સલાહ આપી કે જરા કૌવત આવે એટલે તેમણે એકદમ ઇંગ્લંડ જવુ. આ બાબતની તો તેમણે ચોખ્ખી ના કહી, કેમકે તેમને લાગ્યું કે મારૂં કામ હજી પરિપૂર્ણ થયુ નથી, અને આ જગ્યા છોડીને મારાથી જાઇ શકાયજ નહિ. તેમને લાગ્યુ કે વખત જતાં તબિયત તો ત્યા રહીને પણ સુધરશે. પરંતુ એટલા વખતમાં તેમણે સ્કયુટેરાઇ પાછા જવાની ઇચ્છા બતાવી તે ઉપરથી તેમને ઘણીજ સંભાળથી તેમની સાથે એક દાકતર, તેમની નર્સ, મોંસોયર, અને મિ. બ્રેસબ્રીજ એટલાં હતાં.

નીકળતાં પહેલાં કમાન્ડર સાહેબને મળ્યાં પરંતુ તે વખતે કાંઇ કોઇને ખબર નહોતી કે થોડા વખતમાં તે ભલો કમાંડર રણ સંગ્રામમાં મૃત્યુ પામશે.

આ ભલો કમાંડર તેમને હમેશ માન આપતો અને તેમની સર્વ સૂચનાઓ લક્ષમા રાખતો સરકારમાં પણ તેમને માટે તેણે ઘણાં લખાણુ લખ્યાં હતાં, અને હમેશ તેમની કાળજી રાખતો.

લગભગ એક મહિના પછી મિસ **નાઇટીગેલ** પાછાં **સ્કયુટેરાઇ** આવી પહોંચ્યા. તેમના સર્વ મિત્રોએ તેમને અ ત કરણ પૂર્વક આવકાર આપ્યો. **સ્કયુટેરાઇમા** એક સારી હવાવાળા મકાનમા રહેવાથી તેમની તબિયત જલદીથી સુધરી ગઇ

ઇ. સ. ૧૮૫૫ ના સપ્ટેંબર મહિનાની ૮ મી તારીખે સિબેસ્ટેપોલનો કિલ્લો ઇંગ્લીશ લોકોએ જીતી લીધો. ઘણીજ ઝનુની લડાઇ થઇ પણ છેવટ ઇંગ્રેજ સરદારોનો જય થયો સર્વેએ આ ખબર હર્ષથી વધાવી લીધી લંડનમા પણ સર્વત્ર આન દ ફેલાયો, અને સર્વેએ આનંદોત્સવમા ભાગ લીધો.

વિકાળ વિગ્રહનો અ ત આવ્યો ને શાતિનો વાસ શરૂ થયો.

યોદ્ધાઓને માટે જયનાદ થતા હતા તે સર્વમા **ફ્લૉરેન્સ નાઇટીગેલનો** જય પુકારવામા કોઇ ચુકતુ નહિ ઇ ગ્લંડની આખી પ્રજા આ અનુપમ સ્ત્રીને આવકાર દેવાને ઉત્સુક થઇ રહી હતી પર તુ એ સુશીલ બાઇને કોઇપણ પ્રકારનો ભપકો પસ દ નહોતો તેમજ હજી સ્કયુટેરાઇમા તેમનુ કામ અધુરૂ હતું. સ ગ્રામ પૂરો થયો પરંતુ તેમા ઘાયલ થએલા સિપાઇઓ તો હજી હોસ્પીટલમાં જ હતા અને જ્યા સૂધી ત્યાં રહેવાની અગત્ય લાગી ત્યાં સુધી ઘેર જવાનો વિચાર સરખો પણ તેણે કર્યો નહિ

પરંતુ નામદાર મહારાણી સાહેબ તેમજ બીજી સર્વ ગૃહસ્થની સ્ત્રીઓ તેમની ઉપકારવૃત્તિ પ્રદર્શિત કરવાને ઘણાજ ઉત્સુક થઇ ગયા હતાં. તેમને કેવા પ્રકારનો બદલો પસંદ પડશે તે વિષે મિ અને મિસીસ સિડની હર્બર્ટની સલાહ પુછી ત્યારે મિસીસ હર્બર્ટે નીચે પ્રમાણે ઉત્તર મોકલ્યો.

જુલાઇ, ૧૮૫૫.

" બાઈ સાહેબ,

મિસ **નાઇટીંગેલ**ને ફક્ત એક પ્રકારનું ઇનામ પસંદ પડશે. તેમની ઘણા વખતથી ઇચ્છા છે કે લંડનમાં એક હૉસ્પીટલ સ્થાપવી અને તેમાં વગર પૈસે નર્સો કામ કરે. આવી સંસ્થાને માટે મેં ઘણા જણ પાસે પૈસા ઉઘરાવ્યા છે, અને તે માટે એક ફંડ ઉભુ કર્યું છે અને તે ફંડને ' **નાઇટીં**-ગેલ હૉસ્પીટલ ફંડ ' એ નામ આપવાનું ધાર્યું છે.

જ્યારે તે **સ્કયુટેરાઇ**થી પાછાં ફરે ત્યારે તે ફંડના પૈસા તેમને ભેટ આપ-વા. એમાંથી તે પોતાની ઇચ્છા પ્રમાણે અહીંની નર્સોની સ્થાપનામાં સુધારા વધારા કરી શકશે."

આ બાબતનો વિચાર કરવાને મહુંમ નામદાર ડયુક ઑફ કેમ્બ્રીજના અધ્યક્ષપણા નીચે એક કમીટી નીમાઇ, મિ. સિડની હર્બર્ટ તેના સેક્રેટરી થયા. કમીટીમાં બધા વર્ગના લોક દાખલ થયા હતા. આ કમીટીએ ઠરાવ કર્યો કે **નાઇટીંગેલ** ફંડમાથી નર્સો તેમજ હૉસ્પીટલના નોકરોની કેળવણી તથા તેમના ભરણપોષણને અર્થે પૈસા વાપરવા અને તે લોકનું વૃદ્ધાવસ્થામાં પણ ભરણપોષણ થાય એવો એક આશ્રમ સ્થાપવો. આ ઠરાવની એક નકલ મિસ **નાઇટીંગેલ**ને મોકલી તેનો તેમણે નીચે પ્રમાણે પ્રત્યુત્તર વાળ્યો.

" મારા પ્રયાસને માટે ચારે તરફથી નિંદાજ થતી હું સાંભળતી આવી છું, તેથી મને તમારા કાગળથી ઘણો સંતોષ થયો છે. મારા આટલા કામની કદર તમે સર્વે જાણો છો એ જોઇને મને ઘણો આનંદ થાયછે, અને મને મારા કામનો અર્ધો ભાર ઓછો થયેલો લાગેછે. પણ મારે કહેવું જોઈએ કે મારૂં કામ અહીં હજી અધુરૂં છે, તે પુરૂ કર્યા વગર મારાથી ખસાય તેમ નથી. તે માટે મારા તરફથી કમીટીનો ઘણોજ ઉપકાર માનજો, અને કહેજો કે જ્યારે મારા-થી બનશે ત્યારે હું એ કામ ઉપાડી લઇશ."

આ કાર્યની શરૂઆત કરવાને કમીટિ તરફથી એક મોટી સભા ભરાઇ તેમાં સર્વેએ મિસ નાઇટીગેલના મહાન કાર્યની ઘણી સ્તુતિ કરી સિપાઇ વર્ગને તેમને માટે કેટલી અથાગ ઉપકાર વૃત્તિ હતી તે કહી સંભળાવ્યું અને ત્યાર પછી પૈસા ઉઘરાવવાની શરૂઆત કરી. તેની તે જગ્યાએ વીસ હજાર પાઉન્ડ એકઠા થઇ ગયા.

દરેક મોટાં શહેરમાં આ ફંડને મદદ આપવાને સભાઓ થઇ અને સર્વે ઠેકાણેથી ઘણી સારી મદદ મળી આપણા દેશમાંથી પણ તે ફંડની મદદ માટે નાણાં મોકલવામાં આવ્યા હતાં. ફ્લૉરેન્સ નાઇટીગેલના નામને ચારે દીશાએથી જેટલુ માન મળ્યુ છે તેટલુ બીજા કોઇને જવલ્લેજ મળ્યુ હશે.

દરેક વર્ગના સ્ત્રી પુરૂષોએ આ ફંડને માટે નાણા એકઠાં કરવાનો પ્રયાસ કર્યો કાંઇ નાટકો, પ્રયોગ, સંકીર્તન વિગેરે કરીને ટીકીટો કહાડીને પૈસા એકઠા કર્યા સહુથી વધારે મદદ લશ્કરના અમલદારોએ કરી.

ઇંગ્લંડમા જ્યારે આવી રીતે નાઇટીંગેલને માટે ફંડ એકઠું થતું હતું અને તેમની સ્તુતિઓ ગવાતી હતી ત્યારે તે પોતે તો સ્કયુટેરાઇમાં રહીને કામ કરતા હતાં. માંદા સિપાઇઓ તો હોસ્પીટલમા હતાજ, પરંતુ એક નહાનુ લશ્કર પણ ક્રાઇમીઆની સલામતી માટે રાખવામા આવ્યુ હતુ. એકદમ લડાઇનો ઉદ્યમ બંધ થઇ ગયો તેથી આ સિપાઇઓ વ્યસનમાં કાળ ના ગાળે તે માટે સાવચેતી લેવાની ઘણીજ જરૂર હતી અને તે કામ મિસ નાઇટીગેલ બરોબર સમજતાં હતાં

જ્યારે તેમની તબિયત બરોબર સુધરી ત્યારે તે સ્કયુટેરાઇથી પાછાં ક્રાઇમીઆ ગયા ત્યાં બે નવી હોસ્પીટલો નીકળી હતી, ત્યાં નર્સોની એક ટુકડી નીમી અને નર્સના ખાતાનુ ઉપરીપણુ પોતે લીધું ત્યાં તેમને રહેવાનુ એક નહાનુ સરખુ ઘર હતુ ત્યાં ઠંડી તેમજ વરસાદથી રક્ષણ કરવાનું કંઇ યોગ્ય સાધન નહોતુ; પણ તેમની કર્ત્તવ્ય બુદ્ધિ એવી તીક્ષ્ણ હતી કે કાંઇપણ ખામી કે અગવડની દરકાર કરી નહિ. પોતે જો કે પ્રોટેસ્ટન્ટ પંથનાં અનુયાયી હતા,

છતાં રોમન કેથલીક નર્સો સાથે તે માયાથી વર્ત્તતાં હતાં; એમના કર્ત્તવ્યમાં ધર્મનો ભેદ બાધ કરતો નહિ. રોમન કૅથલીક નર્સોના કામથી હમેશ ઘણા રાજી થતાં અને એ નર્સોના ઉપરી બાઇ માટે તો તેમને ઘણીજ માનની વૃત્તિ હતી.

ક્રાઇમીઆમાં જે જગ્યોએ મિસ નાઇટીંગેલ રહેતાં હતાં ત્યાંનો રસ્તો ઘણો ખડબચડો ને ધાસ્તી ભરેલો હતો. એક દિવસે તે જતાં હતાં, ત્યારે તેમની ગાડીને કાંઇ અકસ્માત થયો ગાડીએ ખચ્ચર જોડેલાં હતાં. ગાડી વાળાની ગફલતથી એક પથ્થર સાથે ગાડી અફળાઇને ઉંધી વળી ગઇ મિસ નાઇટીગેલને થોડી ઇજા થઇ અને તેમની સાથે એક નર્સ હતી તેને તો ઘણું વાગ્યું.

ફરીથી આવો અકસ્માત ના થાય તે માટે તેમના એક મિત્રે એક ખાસ ઘાટની ગાડી તેમને ભેટ આપી તેમાં તાપ અને વરસાદથી રક્ષણ કરવાની બરોબર સગવડ હતી. તેમજ ખરાબ રસ્તા ઉપર ખસી ના જાય એવી પણ યોજના કરેલી હતી. હજી સુધી આ ગાડી લીહર્સ્ટમાં તેમના મિત્રોએ સાચવી-ને રાખી મુકી છે.

આ ગાડી આવ્યા પછી તો મિસ નાઇટીગેલે ક્રાઇમીઆમાં રહેલા સિપા-ઇઓની ઘણીજ બરદાસ કરી. તે શિઆળામાં ત્યા ટાઢ ઘણીજ સખત પડી અને જમીન ઉપર પુષ્કળ બરફ પડતુ. તે છતાં બધી હોસ્પીટલો તપાસવા જતા અને કલાકોના કલાકો સુધી બરફ પડતો હોય તોએ હોસ્પીટલ આગળ ઉભાં રહીને બધી સૂચનાઓ આપતા. રાત પડે તો પોતાના મુકામ તરફ પાછાં ફરતા સાથે ગાડીવાળા સિવાય કોઈ નોકર પણ રાખતાં નહિ. તેમના મિત્રો તેમને વારંવાર તે પ્રમાણે ના કરવાને વિનવતા પણ તે સર્વને તે ગંભીરતાથી હસી કાઢતાં. કોઇપણ કારણસર પોતાનું કર્ત્તવ્ય તે ચૂકતાં નહીં.

આ સમયે તેમનું લક્ષ સાજા થએલા સિપાઇઓની અને જે સિપાઈઓને બીજો કાંઈ ઉદ્યમ નહોતો પણ ત્યાં રહેવાની ફરજ પડી હતી તેમની તન

અને મનની કેળવણી ઉપર લાગેલું હતું. તે લોકોને માટે શીખવાના વર્ગ સ્થાપ્યા. નહાની નહાની લાયબ્રેરીઓ કાહાડી, તેમા ઇંગલંડના તેમના મિત્રોએ ચોપડીઓ અને વર્તમાનપત્રો મોકલી આપ્યા. નામદાર રાણી સાહેબે સાહિત્યની ચોપડીઓ મોકલી તે સર્વનો ઉપયોગ સિપાઇઓ પુષ્કળ કરતા હતા અને સર્વ ઘણી સભ્યતાથી અને આદરથી વર્તતા હતા. સ્કુટેરાઇમાં અને ક્રાઇમીઆમા વડા અમલદારોએ વિવિધ વિષયો ઉપર ભાષણો આપવા માડ્યાં, અને ધર્મગુરૂઓએ પણ તેમાં ભાગ લેવા માડ્યા મિસ નાઇટીંગેલને આવો ઉત્સાહ જોઇને ઘણો સંતોષ થયો. તે ઉપરાંત સિપાઇઓને દારૂ વિગેરે વ્યસનં લેવાની ટેવ ના પડે તે માટે જુદી કલબો અને ઉપહારગૃહ (વીશીઓ) કેહાડી

મંદવાડ વખતે તે લોકોના તનની સેવા કરી અને હવે નવરાશના વખતમાં તેમની માનસિક અને નીતિની ઉન્નતિ કરવાનો પ્રયાસ આ ભલી બાઇએ કર્યો.

સિપાઇઓ પોતાનાં બૈરાં છોકરાં, માતાપિતા તરફ બેદરકારીથી ના વર્તે તે માટે પ્રથમથી તેમનાં કુટુંબ સાથે પત્રવ્યવહાર રાખવાની છુટ આપેલી હતી, અને હવે સર્વેને લખવાના બધાં સાધનો મિસ નાઇટીંગેલે અપાવ્યા. જ્યારે લડાઇ ચાલતી હતી ત્યારે તો મિસ નાઇટીંગેલની મારફતેજ બધા કાગળો જતા. ઘણીવાર તેમને પોતાનેજ સિપાઇઓના મરણના સમાચાર મોકલવા પડતા તે સર્વેમાં દુઃખી થએલાં કુટુંબો માટે ઘણીજ દયા અને દીલસોજી બતાવતાં, અનાથ વિધવાઓને ધીરજ આપતાં, સરકાર તરફથી પેન્શનના પૈસા કોની પાસે માગવા, કેવી રીતે માગવા, એ સર્વ બરોબર તેમને બતાવતા.

વળી એક બીજી યોજના એવી કરી હતી કે જેથી સિપાઇઓ પોતાના પગારના પૈસા પોતાના કુટુંબમાં મોકલી શકતા તે પોતે સિપાઇઓ પાસે પૈસા લેતાં, અને દરેક સિપાઇ કહે તે પ્રમાણે તે ઇંગલંડ મોકલી દેતાં. આ આ પ્રમાણે દર મહિને લગભગ ૧૫૦૦૦ રૂપીઆ ઇંગ્લંડ મોકલાતા હતા,

અને તે પોસ્ટ ઓફીસ મારફતે જેના જેના હોય તેને આપી દેવામાં આવતા. આવી રીતે ઉદ્ધત, દારૂડીઆ સીપાઇઓ પૈસા વ્યર્થ ગુમાવવાને બદલે પોતાનાં સ્નેહીના ભરણપોષણ માટે બચાવી શકતા.

તેમણે આ રીત કહાડી ત્યાર પછી સરકાર તરફથી કૉન્સ્ટેન્ટીનોપલ, સ્કુટેરાઇ, બૅલેકલેવા અને ક્રાઇમીઆ સર્વે જગાએ મનીઓર્ડર ઓફીસો (ટપાલ મારફત પૈસા મોકલવાની ઓફીસ) સ્થાપી અને છ મહિનાની અંદર ૧૧૦,૦૦૦૦ રૂપીઆ ઇંગ્લંડ ખાતે સોલ્જરો તરફથી રવાના કરવામાં આવ્યા. આ સર્વ મિસ નાઇટીંગેલના સદ્‌ગુણી સ્વભાવનુંજ પરિણામ હતું. તેમના આવ્યા પહેલા સિપાઇઓ પૈસા બચાવવા તે શુ તેજ જાણતા નહોતા. જે કાંઇ બચતું તે દારૂ વ્યસનમાં ઉડાવી દેતા, અને પૈસા મોકલવા માટે સરકાર તરફથી કાંઇ સગવડ પણ કરી આપેલી નહોતી.

ઇ. સ. ૧૮૫૬ ના માર્ચ મહિનામાં પૅરીસ આગળ સલાહના કરાર થયા અને જુલાઇ મહિનામાં ક્રાઇમીઆ ખાલસા થયું. જ્યાં સુધી બધાં દવાખાનાં બંધ થયાં, અને તમામ ઇંગ્રેજી લશ્કરને ઇંગ્લંડ મોકલી દેવામાં આવ્યું ત્યાં સુધી ફ્લૉરેન્સ નાઇટીંગેલ પોતાની જગાએથી ખસ્યાં નહીં. ક્રાઇમીઆ છોડતાં પહેલાં મિસ નાઇટીંગેલે જેટલાં માણસો ત્યાં મત્યુ પામ્યાં હતાં તે લોકોના સ્મરણાર્થે પોતાના ખાનગી ખર્ચે એક સ્તંભ ઉભો કરવાની આજ્ઞા કરી. તે સ્તંભ બૅલેકલેવાના સેનેટેરીઅમ પાસેની એક ટેકરી ઉપર મુકવામાં આવ્યો, અને ક્રાઇમીઆના બહાદુર યોદ્ધાઓ અને પરોપકારી નર્સો જેમણે દુર દેશમાં પોતાના આત્મા પારકાના સુખ માટે માત્ર ઇશ્વર પ્રિત્યર્થે આપ્યા હતા, તેમના નામ ઉપર તે અર્પણ કરવામાં આવ્યો હતો. તેની ઉપર નીચે પ્રમાણે લેખ કોતરાવ્યો હતો.

"પ્રભુ ! અમારા ઉપર કૃપાદૃષ્ટિ રાખો."

"Lord, have mercy upon us."

પાછળથી આ સ્તંભ " નાઇટીગેલ ક્રૉસ " ને નામે ઓળખાયો. કાળા સમુદ્રમાંથી સફર કરતા એ સ્તંભ નજરે પડે છે. ને એ પરોપકારી ભલી બાઇનું સ્મરણ કરાવે છે.

ક્રાઇમીઆથી ઇંગ્લંડ જવાને મિસ નાઇટીગેલ પાછાં ફર્યા ત્યારે સ્કયુ-ટેરાઇ ઉતરીને ગયાં અને ત્યાની બધી હોસ્પીટલો બંધ થઇ હતી કે નહી તે તપાસી લીધુ. બ્રૅરેક હોસ્પીટલનું મકાન તુર્કસ્તાનના અધિકારીઓએ પાછું લઈ લીધું પણ મિસ નાઇટીગેલનો ઉતારો જે ઓરડામા હતો તે ઓરડા તો તેમના સ્મરણ સૂચક ચિન્હ તરીકે જેવી સ્થિતિમાં તેમણે રાખ્યા હતા તેજ સ્થિતિમાં કેટલા વર્ષો સુધી રહેવા દેવામાં આવ્યા હતા.

તુર્કસ્તાનનો સુલતાન મિસ નાઇટીગેલના કાર્યને અંતઃકરણ પૂર્વક વખાણતો હતો. અને જ્યારે તે ઇંગ્લંડ જવા ઉપડ્યાં ત્યારે તેમને એક હીરાની બંગડી બક્ષિસ આપી.

ક્રાઇમીઆ છોડતાં પહેલાં નામદાર રાણી સાહેબે પણ તેમને એક ઘણા ખુબસુરત હીરા માણેકના ફુલની ભેટ મોકલી હતી તે ફુલ ઉપર રાણી સાહેબનું નામ તથા એક સુંદર લેખ કોતરેલો હતો તેની પાછળ ફ્લૉરેન્સ નાઇટીગેલે સરકારી લશ્કરની ચાકરી કરીને જે મહાન દેશ સેવા બજાવી હતી તેનુ ટુંકુ વર્ણન પણ કોતરેલું હતું.

સરકાર તરફથી પણ તેમના કાર્યને માટે વખાણ થયું હતું. જ્યારે સલાહના કરાર ચર્ચાતા હતા ત્યારે તેમને માટે લોર્ડ એલીસમીઅરે નીચે પ્રમાણે તેમને માટે વચન કહ્યા હતા.

" મહેરબાન સાહેબો–લડાઈ વખતે જે જે સંકટો પડયાં હતાં તે સર્વે હાલ તો વિસરાઇ ગયાં છે; બેલેકલેવા અને ઇન્કરમેનની લડાઇઓને બે વર્ષ થઇ ગયાં તેથી એ તો ઐતિહાસિક બીના જેવી થઇ ગઇ છે લશ્કરી સિપાઇઓ પાછા બળવાન થયા છે. સર્વે પોતપોતાની નોકરીએ પાછા જોડાયા છે, અને હોસ્પીટલો ખાલી થઇ ગઇ છે. પરંતુ " દયાની દેવી " ( મિસ નાઇ-

ટીંગેલ ) હજી પોતાનું કામ આટોપી લેવામાં રોકાયાં છે. સ્કયુટેરાઇમાં જે જગાએ મૃત્યુ પામતા સિપાઇઓ તેમનાં પગલાંના અવાજનું શ્રવણ કરવાને કે માત્ર તેમના છાયાની એક દૃષ્ટિ માટે આતુર રહેતા હતા તે જગ્યા હાલ વેરાન જેવી પડી રહી છે. તે પોતે તો લોકોની દૃષ્ટિથી હાલ દૂર રહેવાનો પ્રયત્ન કરે છે. કેમકે એમને લોકમાં પ્રસિદ્ધી મેળવવાની આકાંક્ષા જરાએ નથી. ”

લૉર્ડ એલીસમીઅરની આ કલ્પના તદ્દન સત્ય હતી. સરકાર તરફથી તેમને ઇંગ્લંડ આવવા માટે એક વહાણ મોકલવાનો બંદોબસ્ત કર્યો પણ તેમણે તે સ્વીકારવાની ના પાડી. અને એક ફ્રેંચ વહાણમાં બેસીને માર્સેલ્સ ( ફ્રાન્સમાં ) આવી પહોંચ્યાં ફ્રાન્સમાં તેમણે રાતની વખતેજ મુસાફરી કરી પેરીસમાં માત્ર તેમના જુના મિત્ર ‘ સિસ્ટર્સ ઓફ સેંટ વિન્સેંટ ’ ને મળવા માટે ઉતર્યાં, અને ત્યાર પછી તેમની માસીની સાથે મિસ સ્મિથને છુપે નામે ઇંગ્લંડમાં આવી પહોંચ્યાં. પોણા બે વર્ષ સુધી તે બહાર ગામ રહ્યા તેટલામાં તેમના જીવનમાં કેટલા બધા નવા અણચિંતવ્યા બનાવો બન્યા હતા તેની ગણત્રી કરવી મુશ્કેલ છે.

# પ્રકરણ ૧૪ મું.

ફ્લૉરેન્સ નાઇટીંગેલ છુપે નામે લીહર્સ્ટની પાસેના સ્ટેશને ૧૮૫૬ ના ઑગસ્ટ મહિનાની ૮ મી તારીખે કાંઇપણ ધાંધળ વગર આવી પહોંચ્યાં. અને થોડા વખતમા લીહર્સ્ટ પહોંચી ગયા લોક વાયકા તો એવી છે કે તે પાછળને બારણે ઘરમા આવ્યાં, પણ તેમના જુના રસોઇઆએ તેમણે માથાપર ઓઢેલુ હતુ છતા પહેલ વહેલા ઓળખી કહાડયાં. મિસ ફ્લૉરેન્સ લડાઇમાંથી પાછા આવ્યાં છે એ વાત લીહર્સ્ટમાં અને પાસેના ગામડાઓમા તરત ફેલાઇ ગઇ અને લોકોએ ઘણી ખુશીથી પોતાનો આનંદ પ્રદર્શીત કર્યો હોત પણ કાંઇપણ બાહ્ય ધાંધળ કરવાની મિસ નાઇટીંગેલેજ સાફ મના કરી.

કેટલા દિવસ સુધી લોકોના થોકેથોક દૂરદૂરનાં ગામોમાંથી તેમને જોવાને માટે લીહર્સ્ટના રસ્તાપર એકઠા થતા હતા કોઇ ગાડીમા આવતા, કોઇ ચાલતા આવતા, તેમા વળી કોઇ ઘોડેસ્વારો પણ હતા, અને સખ્યાબંધ સોલ્જરો હતા; તેમા કેટલાએકના હાથ ભાગેલા હતા, કેટલાએકના પગ ભાગેલા હતા, જેમની મિસ ફ્લૉરેન્સે હોસ્પીટલમાં સારવાર કરી હતી, એવા અનેક લોક એકઠા થતા; પણ તેમાંથી ભાગ્યેજ દસ માણસે તેમને નજરે જોયા હશે તે સર્વને તે મળી શકે એ તો અસંભવિતજ વાત હતી. તેથી જેને કાંઇ ખાસ જરૂરનું કામ હોય, કાંઇ પૈસાની મદદ જોઇતી હોય, તો ચીઠી લખીને તેમની બાઇ નોકરને આપતાં, અને તેનો જવાબ મિસ ફ્લૉરેન્સ તરત લખી આપતા સર્વેને મદદ કરવાની તેમની ઇચ્છા તો હતી જ, પણ લોકોની ભીડ એટલી થતી હતી કે સર્વેને તે જો ઘર આગળ બોલાવે તો લોક માઇ શકેજ નહીં.

લંડનના લોકો પણ તેમને દમામ ભરેલો આવકાર આપી ના શક્યા, તેથી ઘણા નિરાશ થયા. પરંતુ ન્યુસપેપરોનાં લખાણોથી લોકો શાન્ત થયા, કેમકે તેથી લોકોએ જાણ્યું કે તેમને શાન્તિજ પ્રિય છે અને બાહ્ય ભપકો કાંઇ પસંદ નથી.

લોકોમાં તો તેમનું નામ ઘેરેઘેર ગવાતું થયું તેમની સ્તુતિ માટે અનેક ભાષણો થયાં. તે ઉપરાંત વેપારી લોકોએ તેમની છબી પોતાના માલની જાહેર ખબર તરીકે મૂકી. નાઇટીંગેલનાં નામનાં ગાયનો જોડાયાં અને પુઠાંપર તેમની છબી સાથે પ્રસિદ્ધ થયાં. પચાંગોમાં પણ તેમની છબી છપાઇ. યાચક વર્ગ પણ તેમનાં વખાણનાં ગીતો ગાઇને પુષ્કળ કમાણી કરવા લાગ્યાં.

લંડનની મોટી હોસ્પીટલ જે સેંટજ્યોર્જની હોસ્પીટલ કહેવાય છે ત્યાં એક મોટી સભા તેમનાં કાર્યની સ્તુતિ માટે મર્હુમ ડયુક ઑફ કેમ્બ્રીજના અધ્યક્ષપણા નીચે મેળવવામાં આવી અને તેમાં એવો ઠરાવ થયો કે મિસ નાઇટીંગેલને તેમના સ્વાર્થ ત્યાગ અને નિઃસ્વાર્થપણે કરેલા મહાન કાર્યના બદલા તરીકે તે હોસ્પીટલનાં ઑનરરી ગવર્નર નીમવા ( વગર પગારે કામ કરે તે ). ડયુક ઑફ કેમ્બ્રીજે સ્કયુટેરાઇમાં તેમનું કામ નજરે જોયું હતું, તે સર્વેનું વર્ણન કર્યું ; અને કહ્યું કે ઈંગ્લીશ, ફ્રેંચ, ટર્ક, અને રશીઅન સર્વ લોકો તેમના નામને માન આપે છે. જ્યારે લોકોએ જાણ્યું કે તે લીહર્સ્ટમા સ્થિર થઇને રહ્યાં છે ત્યારે ચારે તરફથી મુબારક બાદીના કાગળો મિસ નાઇટીંગેલ ઉપર આવવા લાગ્યા. મોટી મોટી સભાઓ તરફથી તેમને માનપત્ર આવવા લાગ્યાં.

ન્યુકાસલના મજુરો તરફથી એક માનપત્ર મોકલ્યું હતું તેનો જવાબ તેમણે નીચે પ્રમાણે વાળ્યો.

ઑગસ્ટ તા. ૨૩ ૧૮૫૬.

" મારા વ્હાલા મિત્રો—

તમારા તરફથી જ્યારે મને પત્ર મળ્યો ત્યારે મને કેટલો સંતોષ થયો, તેનું વર્ણન કરવાની મારામાં આવડ કે શકિત નથી મને તમે જે આવકાર આપ્યોછે, તેમજ મારી ગેરહાજરીમા તમે જે દીલસોજી બતાવી છે તે હું સારી પેઠે સમજું છું. મારા વ્હાલા મિત્રો ! અંતઃકરણની જે ઉંડી લાગણી હોય છે. તેનું યથાસ્થિત વર્ણન કરવાને કોઇ પણ ભાષામા શબ્દ હોતા નથી.

'એનાથી જેટલું બન્યું તેટલું કર્યું'—આ લેખ મેં સ્કયુટેરાઇથી નીકળતી વખતે એક મારી નર્સની કબર ઉપર કોતરાવ્યો હતો, એણે જે પ્રમાણે આચરણ કર્યું તેજ પ્રમાણે ઇશ્વર પ્રત્યે વર્તવાનો મેં સતત પ્રયત્ન કર્યો છે, એજ મેં નીમ લીધો છે.

" દેશની સેવા બજાવવાને માટે હું કાંઇ પણ બદલાની આશા રાખતી જ નથી-કારણ કે આપણું જીવિતજ સેવા કરવા માટે છે. પરંતુ તમારા જેવા લોકો તરફથી જે સ્નેહ અને દીલસોજી મને મળી છે તે હું એક પ્રકારનું ઇનામજ સમજુ છું.

" હું તમારો બધાંનો—અરાઢસોએ મજુરોનો અંતઃકરણથી પ્રેમ પૂર્વક ઉપકાર માનું છુ."

હું અત્યંત કામમાં ગુંથાઇ ગઇ છું તેથીજ મારાથી જલદી પ્રત્યુત્તર લખી શકાયો નહોતો, તે માટે સર્વની ક્ષમા માગુછું.

લી. તમારી સદાની શુભેચ્છક મિત્ર

**ફ્લૉરેન્સ નાઇટીગેલ.**

શેફીલ્ડ ગામના મજુરોએ એક છરીકાંટા, વગેરેની એક સુંદર પેટી મિસ નાઇટીગેલને ભેટ આપી દરેક છરી ઉપર બનાવનારના નામને બદલે

"મિસ **નાઇટીંગેલ**ને ભેટ" એવા અક્ષર કોતરેલા હતા. પેટીની ઉપર પણ પ્રસંગને અનુકુળ એક સારો લેખ કોતરેલો હતો.

**લિહર્સ્ટ** પાસે રહેતા તેમના મિત્રોએ મોતી જડેલી લખવાની ખુબસુરત પેટી ભેટ આપી તેના રૂપાના ઢાંકણ ઉપર મિસ **નાઇટીંગેલ**નું નામ, અને **ક્રાઇમિઆ**થી સહી સલામત આવી પહોંચ્યાં એ સર્વ વિગત કોતરેલી હતી. આ ભેટ ઘણી ખાનગી રીતે થોડાએક માણસોએ મિસ **નાઇટીંગેલ**ની રૂબરૂમાં જઇને આપી હતી.

તેમના મિત્ર ડયુક ઑફ ડેવનશાયર ચેટસવર્થથી તે **લિહર્સ્ટ** સુધી તેમને ખાસ મળવાને ગયા હતા, અને રૂપાનું એક ઘુવડ, અને બીજી કેટલીએક ભેટ આપી હતી.

**ક્રાઇમીઆ**થી પાછાં આવીને જ્યારે **લિહર્સ્ટ**માં તબીયત સુધારવાને તે આરામ લેતાં હતાં, ત્યારે ઘણીવાર પોતાના પાડોશી વર્ગને કકડે કકડે બોલાવીને તેમને ગમત કરાવતાં હતાં. અને **ક્રાઇમીઆ**ની બધી વાત તેમને કહી સંભળાવતાં.

તેમની સાથે **ક્રાઇમીઆ**નો એક મોટો શિકારી કૂતરો હતો, અને તેમનો નિમકહલાલ નોકર ટોમસ પણ ઇન્ગ્લંડ આવ્યો હતો. એ છોકરો લડાઇનાં વર્ણન કરવામાં ન્યુસ પેપરો કરતાં પણ વધારે કુશળ હતો.

નામદાર રાણી સાહેબ પ્રથમથીજ મિસ **નાઇટીંગેલ**ના પ્રયાસમાં ઘણા ઉત્સાહથી ભાગ લેતાં હતાં. તેથી તેમને પ્રત્યક્ષ મળીને પોતાની ઉપકાર વૃત્તિ દર્શાવવાની તેમને ઘણી ઇચ્છા હતી. અને રાજકુમારિકાઓ પણ તેમને જોવાને ઘણી ઉત્સુક હતી. તેથી મિસ **નાઇટીંગેલ** રાણી સાહેબના **બેલમોરલ**ના મુકામે તેમની મુલાકાતે જાય એવો બંદોબસ્ત કરવામાં આવ્યો.

**ક્રાઇમીઆ**થી તે ઑગસ્ટ મહિનામાં આવ્યાં અને સપ્ટેંબર મહિનામાં નામદાર રાણી સાહેબની મુલાકતે તેમને બોલાવ્યાં.

રાજકુમારિકાઓના મનપર તેમની વાતો સાંભળીને ઘણી અસર થઇ અને ભવિષ્યમાં બન્યું પણ એવું કે બંને કુમારિકાઓના પતિ લડવૈયા હોવાથી રણમાં ગયા; તે વખતે ફ્લૉરેન્સ નાઇટીગેલને પગલે પગલે તેમણે વર્તવાનો પ્રયત્ન કર્યો ઇ. સ. ૧૮૬૬ ની પ્રશીઅન લડાઇ વખતે અને ઇ. સ. ૧૮૭૦ ની જર્મન લડાઇ વખતે સોલજરો માટે હોસ્પીટલો સ્થાપી. અને સૌથી નાની કુંવરી હેલીના તો પોતેજ એક બાહોશ નર્સ તરીકે પકાઇ.

મિસ નાઇટીગેલ કેટલાક દિવસ સુધી સરકારી પરોણા તરીકે બેલ-મોરલ પાસે બર્કહોલમા રહ્યાં. ત્યા તે રાજ કુટુંબ સાથેજ ફરતાં હરતાં. ત્યાંથી પછી તે હેમ્પશાયરવાળા ઍમ્બ્લી પાર્કમાં રહેવા ગયાં ત્યાંના લોકોએ તેમને ઘણા હેતુથી આવકાર દીધો ત્યાંથી તો તેમના મિત્ર મિ અને મિસીસ સિડની હર્બર્ટનુ ઘર ઘણુંજ પાસે હતુ તેથી તે વારંવાર ત્યા જતાં અને નાઇટીગેલ ફંડની વ્યવસ્થા કેવી રીતે કરવી તે વિષે વાત કરતા એ ફંડ લોકો તરફથી ફ્લૉરેન્સ નાઇટીગેલને ભેટ કરવામા આવ્યુ હતું. અને ગરીબમા ગરીબ માણસે પણ તેમાં પોતાના ગજા પ્રમાણે પૈસા ભર્યા હતા.

લડાઈ ચાલતી હતી તે વખતે લોકો તરફથી તેમને નાણાની કે વસ્તુ-ઓની જેટલી મદદ મળી હતી તે સર્વની એક મોટી ટીપ આપનારના નામ સહિત મિસ નાઇટીગેલે તૈયાર કરી તે ટીપ ઉપરથી માલુમ પડતુ હતુ કે લોકોએ મોકલેલી વસ્તુ ધાર્યા કરતાં ઘણીજ મોડી પહોંચતી અને કેટલીક તો મુદલ પહોંચેલીજ નહિ.

સર્વનુ કારણ એ હતું કે સ્કયુટેરાઇમાં સરકાર તરફથી બહુજ ગેરવ્યવસ્થા હતી. મિસ નાઈટીગેલના ગયાથીજ સર્વમા ફેર પડયો. અને સરકારના ગેર બંદોબસ્તને લીધેજ હોસ્પીટલના દાકતરો અને નોકરો બરોબર કામ કરી શક્યા નહોતા એ વાત પણ મિસ નાઇટીગેલે સ્પષ્ટ જણાવી હતી. પાછળથી સરકાર તરફથી જે ઉદાર સહાયતા મળી હતી, તેપણ તેમાં જણાવ્યું હતુ. અને ફ્રેન્ચ અને ઇન્ગ્લીશ લશ્કરના સરદારોએ અને અમલદારોએ જે જે

મદદ કરી હતી તે પણ સુચવ્યું હતું. તે ઉપરાંત કમાંડર સાહેબ લૉર્ડ રેગ્લેને જે ઉદાર અને ખરી લાગણીથી મદદ કરી હતી. તેની ખાસ સૂચના કરી હતી.

આ વખતે મિસ નાઇટીંગેલની તબીયત વાસ્તવિક રીતે ઘણીજ અશક્ત હતી; તોપણ એ કદી એમ ધારીને બેસી રહેતાં નહિ.

જ્યારે હિંદુસ્થાનનો મોટો બળવો થયો ત્યારે અહીંના ગવર્નર જનરલનાં પત્ની લેડી કૅનીંગને તેમણે કાગળ લખીને હિંદુસ્તાન માટે એક નર્સની ટુકડી સ્થાપવાને વિચારે અહીં આવવાનો પોતાનો ઇરાદો દર્શાવ્યો. લેડી કૅનીંગની તે પ્રસંગની નોંધ નીચે પ્રમાણેછે.

"નવેંબર ૧૪. ૧૮૫૭ મિસ નાઇટીંગેલનો પત્ર મારા ઉપર આવ્યો છે. તેમની તબીયત નાદુરસ્તછે પણ આ બળવાની વખતે તે મદદ કરી શકે તે હેતુથી અહી આવવાની ઇચ્છા બતાવેછે.'

પરંતુ તેમની તબીયત સારી ના હોવાથી લેડી કૅનીંગે તેમને આવવાની હા લખી નહી તેમજ તેમને પોતાને પણ તે વખતે લાગ્યું કે હિંદુસ્તાનની હવા વગેરેની અડચણોને લીધે તરતને તરત નર્સની સંસ્થા સ્થાપવાનું કામ બને તેવું નથી.

# પ્રકરણ ૧૫ મું.

મિસ નાઇટીંગેલ ક્રાઇમીઆથી પાછાં ફર્યાં ત્યારે સર્વેએ એમજ કલ્પના કરી હતી કે ઇંગ્લંડમા રહીને પણ તે નર્સનું કામ ચાલુ રાખશે-અને ઇંગ્લંડમા ચાલતી નર્સીંગ પદ્ધતિમા સુધારો કરશે જો મિસ નાઇટીંગેલની તબિયત સારી રહી હોત તો પરોપકારનુ કામ ચાલુ રાખતજ. તેમની ઇચ્છા તો ઘણીજ હતી. પણ તબિયતે ફત્તું કર્યું નહિ. થોડોક વખત આરામ લીધા પછી તબિયત પાછી ઠેકાણે આવશે, અને ત્યાર પછી નર્સોની કેળવણીનું કામ એ પોતે માથે લેશે એમ સર્વેનું ધારવું હતુ પણ કમનસીબે દિવસ જતાં એમનો રોગ ઘટયાને બદલે વધવા લાગ્યો, અને ફરીથી કાઇ પણ શ્રમ પડે એવા કાર્યમાં તેમનાથી જોડાવવાનું અસંભવિત થઇ પડયું.

આટલી નહાની વયમાં આવી કાર્યપરાયણ સ્ત્રીને રોગને વશ અશક્ત થઇને પડી રહેવાનું ઘણુ જ ભારે પડયુ અને તેમની મોટી મોટી આશાઓનો ભંગ થયાથી તેમને ઘણોજ શોક થયો તે છતાં ઘણી હીમતથી એ આફત સહન કરી. અને પથારીમાં સુઇને પણ લોકનુ ભલુ કરવાને ચુકયાં નહિ એક પણ દિવસ તે કામ કર્યા વગર બેસી રહેતા નહીં. કામ એજ એમનુ જીવિત હતું.

ઘણો ખરો વખત તે લંડનમાજ રહેતા; કારણ કે મોટા શહેરમા તેમને કામનો અવકાશ વધારે મળતો.

સોલ્જરોનાં દુ:ખ નિવારણ કરવાં. લશ્કરી હોસ્પીટલોમાં સુધારા કરવા-એ એક એમની મોટી ઇચ્છા હતી. અને તે માટે તે ઘણો ખરા વખત એ જ બાબતમાં ગુંથાએલાં રહેતા. સરકારમાં તેમની આબરૂ એટલી બંધાઇ ગઇ હતી કે તેમની માગણીને હમેશ માન અપાતું તેમની સુચનાથી ઘણાકને પેનશન મળ્યું હતું; ઘણીક વિધવાઓ ને અનાથ બાલકોને આશરો મળ્યો હતો. આવી રીતે અનેક પરમાર્થના કામ તેમણે ઘરમા બેઠે બેઠે કર્યા હતા.

જ્યારે ઇ. સ. ૧૮૫૪ મા લોકોને કાને તેમનુ નામ પહેલ વહેલુ પડયું ત્યારે તો તેમને વિષે કોઇને કાંઇ ખબર નહોતી. પણ હવે જ્યારે બધાને માલૂમ પડ્યુ કે એતો એક ઘણાજ ધનવાન અને આબરૂદાર ગૃહસ્થના પુત્રી છે ત્યારે તો તેમની પાસે પૈસાની મદદ અગણ્ય લોકોએ માગવા માડી. સહુને સરખી તો કાંઇ તેમનાથી મદદ કરી શકાય જ નહી, પણ તેમનાથી બન્યુ તેટલું કર્યુ.

તેમના ફંડની સર્વે વ્યવસ્થા કરવાને ટ્રસ્ટીઓ નીમ્યા, કારણકે તેમની તબિયત તો ઘણીજ અશકત હતી. કોઈ કોઇ વખત તે ફકત તેમા સલાહ આપતા, અને અંતઃકરણથી નર્સીંગના કાર્યને ફતેહ ઇચ્છતાં.

ઇંગ્લંડની સ્ત્રીઓ તે વખતે નર્સનો ધંધો કરવાને ઘણી આતુર નહોતી. કારણ કે બધા લોકો સ્ત્રીઓ કાંઇ પણ ધંધો કરે તે મતની વિરૂદ્ધ હતા જુવાન છોકરીઓનાં માબાપ પણ તેમને શીખવા મોકલતાં ડરતાં હતાં, કોઇ કહેતાં કે ગૃહસ્થની સ્ત્રીને એવું કામ છાજેજ નહિ, ને એ કામથી તો સુગ લાગે, અને તેમની ગૃહસ્થાઇને નાનમ લાગે.

મીસ નાઇટીંગેલ વારવાર આવી તરેહની ચર્ચા અને તકરારોના જવાબ શાંતપણે વાળતા હતા અને સ્ત્રીઓને તથા તેમનાં માતા પિતાને સમજાવતાં કે નર્સીંગનું કામ જો અંતઃકરણથી લાગણીપૂર્વક કરશો તો ઘણુજ પુણ્ય થશે. કારણ કે એ મહાન પરોપકારનું કાર્ય છે. દુખીનાં દુઃખ નિવારણ કરશો તો તમારો આત્મા પ્રસન્ન થશે સ્ત્રીઓ આળસમા વ્યર્થ કાળ ગાળે છે, અને ઘણીક સ્ત્રીઓ વિના કારણે પરાધીનપણાનુ દુઃખ વેઠે છે, ત્યારે આવાં કામમાં આગળ પડવાથી નુકશાન શુ છે ? એ ધંધામાં પૈસા પણ મળે ને ઉદ્યમ પણ મળે માત્ર સારા કુળની સ્ત્રીઓ એ કાર્ય ઉપાડી લે તો કાર્યને ઘણુજ ઉત્તેજન મળે

ક્રાઇમીઆથી પાછાં આવીને જ્યારે મિસ નાઇટીંગેલથી ફરી હરી શકાયું નહી ત્યારે તેમના લખાણોથી જન સમૂહને મદદ કરવા માડી. હોસ્પીટલોમાં

સુધારા કરવાની અગત્ય, માંદાની માવજત, અને ઘરની આરોગ્યતા એ વિષયો ઉપર કેટલાએક નિબંધો લખ્યા.

તેમનાં લખાણો ઘણાં સરળ અને લોકોપયોગી છે શીખામણની ધાત જેવાં તેમનાં લખાણો નથી. પરંતુ લોકના મનપર ઉંડી અસર કરે એવાં છે.

એમનું 'નર્સીંગ' ઉપરનું પુસ્તક તો દરેક સ્ત્રીને વાંચવા લાયકછે. બાળકોને ઊછેરવામા, માંદાની માવજત કરવામાં તે ઘણુંજ ઉપયોગી થઇ પડે એવુંછે આ વિષયમાં આપણા લોકોમાં ઘણુંજ અજ્ઞાન જોવામા આવેછે, તેથી માંદા માણસને ઘણીવાર નુકસાન થાયછે. તાજી હવાની, સૂર્યના પ્રકાશની, ગરમીની કેટલી અગત્યછે, મંદવાડનાં બીછાનાં આગળ શાન્તિની કેટલી જરૂરછે, કેવા પ્રકારનો ખોરાક માંદા માણસને આપવો જોઇએ એ બાબતો જાણવાની સર્વ સ્ત્રીને સરખી અગત્ય છે છોકરીઓને ભૂગોળ, ખગોળ શીખવાની જેટલી જરૂરછે તેના કરતાં શારીરિક નિયમો જાણવાની ઘણી વધારે અગત્યછે આપણી સ્ત્રીઓ શરીરની બરદાશ કરતાં શીખશે તોજ છોકરાં તંદુરસ્ત રહેશે ને તોજ આપણી પ્રજા સુધરશે. એકવાર તંદુરસ્તી ખરાબ થઇ એટલે ગમે તેટલો પૈસો ખરચશો પણ તે હાથમાં આવશે નહીં.

માંદગી વખતે જે જે સાવચેતી રાખવાની ખાસ અગત્યછે તેને માટે થોડી સામાન્ય સૂચનાઓ મિસ **નાઇટીંગેલે** એમના પુસ્તકમા આપી છે. તેમાની થોડી નીચે પ્રમાણે છે.

૧ "હોસ્પીટલમાં તેમજ ખાનગી ઘરોમાં જ્યારે ભારે મંદવાડ હોય ત્યારે બનતા સુધી એકને એક માણસને માથે બરદાસનો બોજો ના રાખવો જોઇએ આ વાત ઘણીજ જરૂરની છે. કેમકે થાકીને કામથી કંટાળી ગએલું માણસ તદ્દન નિરૂપયોગી છે. આખો દિવસ જેને કામ પડે તેને સ્વાભાવિક રીતે આરામ જોઇએજ તેમજ દર્દીને એકલો પણ રહેવા દેવાય નહીં માટે વારા ફરતી બે જણ ચાકરી કરનાર જોઇએ."

૨ "દર્દીની પાસે ઘણો ખખડાટ કે અવાજ થવા દેવો ના જોઇએ, જે દર્દીની બરદાસ કરતું હોય ( નર્સ ) તેણે એવી રીતનાં કપડાં લતાં પહેરવાં કે ઓરડામાં મૂકેલા સામાનમાં ભરાઇ ના જાય ને જેથી સામાન પડી ના જાય અને ખખડાટ ના થાય. ભારે માંદગી વખતે સહેજ પણ અવાજથી દર્દી ચમકી ઉઠે છે ને કોઇ વખત એવા અવાજથી જીવને ઇજા થાય છે. દર્દીના ઓરડામાં ચાલવું પણ એવી રીતે કે જેથી પગલાંનો અવાજ સંભળાય નહિ."

કપડાં સ્વચ્છ, અને સાદાં પહેરવાં, ઓરડામાં ઘણી ઉઠ બેસ કરવી નહિ. દર્દીની સાથે વાત કરતી વખતે હાથના ચાળા બહુ કરવા નહીં. જેમ બને તેમ જે કહેવુ હોય તે થોડા શબ્દોમાં કહી દેવુ અને તે પણ શાંતપણે કહેવું અને મન દ્દઢ રાખવું,

૩ દર્દીના ઓરડામાં સુંદર શોભિતી વસ્તુઓ, વિધવિધ જાતની વસ્તુઓ, અને ચિત્ર વિચિત્ર રંગની વસ્તુઓ રાખવામાં આવે તો તેથી દર્દીના મન ઉપર કાંઇ આશ્ચર્યકારક અસર થાય છે. એવા ઉપાયો ઘણીવાર દર્દીના દુઃખમાં ઘટાડો કરે છે અને કાંઇ નહિ તો એટલું તો થાય છે કે તેમનાં મન પ્રફુલ્લિત રહે છે. વાતચીત કર્યા કરતાં એવી વસ્તુઓથી દર્દીનું મન રંજન વધારે થાય છે; અને તેટલી ઘડી તો તે પોતાનું દુઃખ ભુલી જાય છે. અને મન સ્વસ્થ રહે છે,

પણ તેમાં એક વાત લક્ષમાં રાખવાની છે વસ્તુઓ બતાવવી તે બધી સાથે લાગી બતાવવી નહીં-વધારો ઘટાડો કરવો તે એકદમ ના કરવો, રફ્તે રફ્તે કરવો. એક દિવસે દર્દીને દસ પંદર છબીઓ બતાવી હોય તેના કરતાં જો રોજ એકેકી નવી છબી બતાવી હોય તો તેને વધારે પસંદ પડે.

૪ દર્દીની પાસે સુંદર ફુલની કલગી કે થોડાં છૂટાં ફુલ રાખવાથી નુકસાન થાયછે એમ જે ધારણા છે તે તદ્દન ખોટી છે. તેમાંથી ઝેરી હવા નીકળે છે એમ

કહેવાયછે. પરંતુ એ ઝેરી હવાનું પ્રમાણ એટલુ થોડું છે કે એક નાની કીડી પણ તેથી મરી જાય નહિ. વળી દર્દીને કયો રંગ વધારે ગમેછે તે જાણવું જોઇએ, નહી તો જો તેને અણગમતા રંગની વસ્તુ આપી હોય તો કદાપિ નુકસાન થવા સંભવછે. ઘણી નાજુક તબીયત થઇ ગઇ હોય ત્યારે આવી ઝીણી બાબતો પર ખાસ લક્ષ રાખવાની જરૂરછે. ક્ષય રોગના લાંબા મંદવાડમાં આવી બાબતો પર બહુજ લક્ષ આપવું જોઇએ.

૫ ખોરાક લેવા સંબંધી મિસ નાઇટીંગેલ સૂચના કરે છે કે દર્દીને પુષ્ટી-કારક ખોરાક આપવામાં ઘણી સંભાળ લેવી જોઇએ થોડા થોડા પ્રમાણમાં પણ દિવસમાં વધારે વાર પુષ્ટિકારક દવા આપવી જોઇએ. ઘણીવાર દર્દી ચા પીવા માગેછે; પણ માણસો તેમને આપતાં નથી. પરંતુ ચાથી તો ઘણીવાર સારી ઊંઘ આવેછે, મન તાજુ થાયછે, થાક ઉતરી જાયછે, અને શરીરમાં કૌવત આવેછે. અનુભવથી જે વસ્તુ માફક આવી હોય તે આપતાં ડરવુ નહી. કાંઇ પણ વસ્તુ વધારે જથામાં આપવી નહી એટલું યાદ રાખવું.

૬ "પથારી નરમ અને સ્વચ્છ રાખવી, અને બનતા સુધી જમીન ઉપર પથારી રાખવી નહી શરદીના દિવસમા ઓઢવાના કપડા ગરમ રાખવાં, પણ થોડાં રાખવા દર્દીની પથારી સાફ કરવાનું કામ બનતા સુધી નોકરને ના સોંપવું.ઓરડામા જે જગ્યાએ સારૂ અજવાળુ પડતુ હોયત્યા ખાટલો રાખવો, અને એવી જગ્યાએ રાખવો કે બારીમાથી બહાર દૃષ્ટી પડી શકે; કારણ કે દર્દી હમેશ પ્રકાશથી ખુશ થાયછે.

૭ " માણસ જ્યારે સખત બીમારી ભોગવતુ હોય તે વખતે આસપા-સના લોકોએ તેના દરદ વિષે વાત કરવી નહી, તેમજ તેને જલદી આરામ થઇ જશે એવી આશાઓ પણ આપવી નહી. કેમકે તેથી દર્દીના મનને કાંઇ પણ ખુશી કે સંતોષ થતો નથી. બેશક, દાક્તરોએ તો આશા ને ધીરજ બતા-

વવીજ જોઇએ; પણ જે માણસોને અનુભવ ના હોય તેમણે એવી વાત કરવી વ્યર્થ છે. કેમકે દર્દીને સાંભળીને માત્ર કંટાળોજ ઉપજે છે. એવાં માણસોને બનતા સુધી દર્દી સાથે વાતજ ના કરવા દેવી. એકંદર આડોશી પાડોશી, સગાં સંબંધી સાથે ઘણી વાર વાતચીત કરવા દેવી નહી એ નર્સની ફરજ છે.

૮ " દર્દીના ચહેરાની તેમજ એના હલન ચલનની ઘણી સૂક્ષ્મ દ્રષ્ટીથી તપાસ રાખવી જરૂરની છે. કઈ કઇ બાબતની તપાસ રાખવી જોઇએ, અને તે કેવી રીતે રાખવી તે જાણવાની ઘણી જરૂર છે. જે કાંઇ ફેરફાર માલૂમ પડે તે નોધી રાખવા અને દાક્તર આવે ત્યારે તેને જણાવવા. દર્દીના મોં આગળ ખરી વાત કહેતાં ઘણી મુશીબત પડે છે. તે માટે ઘણી સાવચેતીથી તેની સાથે બોલવું જોઇએ. દાક્તરને હકીકત કહેવી તે ઘણીજ સંભાળથી કહેવી. એમાં જરા પણ ગફલત થવી ના જોઇએ. જો કાંઇ યાદ રહે એવું ના હોય તો નોંધ પુસ્તક રાખવું. એકંદર રીતે દર્દી પાસે ઘણાં સાવધાન થઇને રહેવુ જોઇએ.

૯ દર્દીની સાથે વાર વાર પુછ પરછ કરવી નહીં. તેનો ચહેરો જોઇનેજ જાણી લેવું જોઇએ કે કંઇ વેદના થાય છે કે નહી. વળી તેનો ચહેરો આપણે તપાસ્યા કરીએ છીએ એ વાત તેની જાણમાં આવવી ના જોઇએ. દર્દીને એ બાબતની હમેશ ઘણી ચીઢ હોય છે.

૧૦ દાક્તરને પૂછ્યા વગર કાંઇ પણ ખોરાક કે દવા દર્દીને આપવી નહી. કાંઇ જાણીતી દવા હોય, અને તેથી કોઇને કદાપિ ફાયદો થયો હોય તોએ તે પૂછ્યા વગર આપવી નહી.

૧૧ ઘરની આસપાસ સ્વચ્છતા રાખવામાં જરા ચુક કરવી નહીં."

આ ઉપરાંત ઘણી અગત્યની સૂચનાઓ તેમના પુસ્તકમાં છે.

બાળકોની સંભાળ કેવી રીતે લેવી એ બાબત ઉપર પણ તેમણે એક પુસ્તક લખ્યું છે.

'હિંદુસ્થાનના લશ્કરની આરોગ્યતા' એ વિષય ઉપર પણ તેમણે એક ઘણુ ઉપયોગી પુસ્તક લખ્યુ છે. તેમની સૂચનાઓથી લશ્કરી નોકરોના રહેવાના ઘરમા ઘણા સુધારા થયા છે તેમને નવરાશની વખતે રમવાની ફરવાની, કસરત કરવાની છૂટ મળી છે તેમને માટે લાયબ્રેરીઓ સ્થપાઇ છે, અને એક દર રીતે તેમના આચાર વિચારમા ઘણો સુધારો થયો છે.

---

## પ્રકરણ ૧૬ મું.

મિસ નાઇટીંગેલે જે મહાન પરોપકારનું કાર્ય આરંભ્યું હતું તે ઘણી લાંબી મુદત સુધી તેમણે ઉત્સાહપૂર્વક કાયમ રાખ્યું ઇ. સ. ૧૮૭૧ માં તેમની લાંબી મુદતની ઇચ્છા સંપૂર્ણ થઇ. કેમકે તે વર્ષે સેંટ ટૉમસ હોસ્પીટલને લગતો નર્સોનો એક આશ્રમ, અને તેમની કેળવણીને માટે શાળાની સ્થાપના થઇ. આ સંસ્થાને લીધે કેળવાએલી અને સારા કુટુંબની સ્ત્રીઓએ ધંધા તરીકે નર્સીંગ શીખવાનો આરંભ કર્યો. આ મકાનનો પાયો નામદાર રાણી સાહેબને હાથે ઇ. સ. ૧૮૬૮ માં નંખાયો હતો અને તેમાં બધી સગવડ મિસ નાઇટીં-ગેલના કહ્યા પ્રમાણેજ કરવામાં આવી હતી.

ઇ. સ. ૧૮૭૧ માં આ મકાન નામદાર રાણી સાહેબને હાથે ખુલ્લું મુક-વામાં આવ્યું હતું. મકાનના મધ્ય ભાગમાં નર્સનાં કપડાં પહેરી સ્ક્યુટેરાઇમાં નહાનો સરખો દીવો લઇને રાતની તપાસ માટે ફરતાં હતાં તે વેષમાં મિસ નાઇટીંગેલનું પૂતળું મુકવામાં આવ્યું.

આ શાળામાં શીખતી નર્સોનો અભ્યાસ કેવો ચાલે છે, તેમની સંસારિક સ્થિતિ કેવી છે એ સર્વની માહિતી મિસ નાઇટીંગેલ પત્ર દ્વારા હજી સુધી રાખેછે.

તેજ વર્ષમાં (૧૮૭૧) મિસ નાઇટીંગેલે સુવાવડખાનાં ઉપર એક પુસ્તક લખ્યું. અને બે વર્ષ પછી ધર્મ સંબધી કાંઇ ખુલાસાના નિબંધ લખ્યા. જન્મથી જ તેમનું વલણ ધાર્મિક બાબત ઉપર ઘણું જ હતું. અને છેવટના ભાગમાં બિછાનામાં સુતે સુતે મનન કરીને તેમણે પોતાના મત ઘણી વિદ્વતાથી બતાવ્યા છે.

મિસ નાઇટીંગેલે પોતાનું આખું જીવન લોકો હિતાર્થમાં ગાળ્યું છે એટલે તેમના કૌટુંબિક જીવનની આપણને ઘણી માહિતી મળી નથી. પણ

એટલું તો જાણીએ છીએ કે તેમને પોતાના ઘર માટે ઘણી જ પ્રીતિ હતી. પોતાના કાર્યમાંથી પરવારે કે તરત તેમને ઘર સાંભરતું. લન્ડનમા રહીને સાહિત્ય સબંધી જે કામ હોય તે અને બીજાં જે લોકોનાં ભલાને માટે જે યોજના હોય તે પૂર્ણ થાય કે લિહર્સ્ટ કે એમ્બ્લી પાર્કમાં પોતાનાં માતા પિતાની પાસે રહીને આરામ લેતાં. ત્યાં રહીને બાળકપણના સ્નેહીઓની ખબર અંતર લેતાં અને આસપાસના ગરીબોને મદદ કરતાં.

હવે જો કે તેઓ જાતે કોઇને જોવા જઈ શકતાં નહિ તોપણ તેમના મિત્રોની ખબર બરોબર રાખતાં અને જેને જે જોઇતું હોય તે મોકલી આપતાં. આસપાસ રહેતી જુવાન બાળાઓ ઉપર તો ઘણુંજ લક્ષ રાખતાં. અને તેમને વારંવાર પોતાની મુલાકાતે બોલાવતાં. ત્યાં તેમને થોડીવાર રમુજ કરાવીને અમુલ્ય બોધ આપતાં.

ઇ. સ. ૧૮૭૪ મા મિસ નાઇટીંગેલના વ્હાલા પિતા મૃત્યુ પામ્યા. તેમના કુટુંબમાં આ પ્રથમજ મૃત્યુએ દેખાવ દીધો હતો તેથી સર્વેને ઘણો શોક લાગ્યો. તેમની ઉમર ૮૦ વર્ષની હતી.

પિતાના મૃત્યુ પછી મિસ નાઇટીંગેલ ઘણો ખરો વખત એમ્બ્લી પાર્ક કે લિહર્સ્ટમા વિધવા માતાની પાસેજ કહાડતાં. મિસ ફ્લૉરેન્સને લીહર્સ્ટ વધારે પસંદ હતું તેથી જેટલા દિવસ ત્યાં રહી શકાતું ત્યાં સુધી એમ્બ્લી પાર્કમાં જતાં નહિ.

આસપાસના પાડોસીમાં તેમનાં જુનાં ઓળખાણુનાં માણસો ઘણાં ખરા મરી ગયાં હતા અને નવાં માણસો રહેવા આવ્યાં હતાં. પરંતુ સર્વની કુટુંબની હકીકતથી મિસ નાઇટીંગેલ વાકેફ હતાં.

પાસેની ઝુપડીમાં રહેતાં માંદા માણસોની પોતાના નોકરો પાસે ખબર કઢાવતા, અને તેમને જોઇતુ કરતુ મોકલાવતાં, અને બાળકોને પાસે બોલાવી રમાડતાં ને આશીર્વાદ દેતાં.

જેમને દૂધની અગત્ય હોય તેમને માટે લીહર્સ્ટની ડેરી (દૂધનું કારખાનું) માંથી સ્વચ્છ તાજું દૂધ તેમની ખાસ ભલામણથી પુરૂં પાડવામાં આવતુ હતું.

ઇ. સ. ૧૮૮૦ માં મિસ **નાઇટીંગેલ**ને બીજી આફત આવી. તેમનાં વ્હાલાં માતા ઘણા મહિના મંદવાડ ભોગવીને મરણ પામ્યાં. તેમની સારવાર મિસ **નાઇટીંગેલ**થી થઇ શકી તેટલી કરી હતી. મિસીસ **નાઇટીંગેલ**ના ઉમદા સ્વભાવની છાપ તેમની યશસ્વી પુત્રી ઉપર પ્રથમથીજ પડી હતી. તેમનું જીવન દૃષ્ટાંત લેવા યોગ્ય હતું. તે **એમ્બ્લી**પાર્કમાં મૃત્યુ પામ્યાં.

માતાના મૃત્યુ પછી પણ મિસ **નાઇટીંગેલ** કોઇ કોઇવાર **લી**હર્સ્ટમાં અને **એમ્બ્લી**પાર્કમાં રહેતાં હતાં. એ મિલ્કત હવે તેમના પિત્રાઇ મિ. વિલીઅમ શૉર નાઇટીંગેલ કરીને હતા તેમના હાથમાં આવી હતી.

ઇ. સ. ૧૮૮૭ માં ડાર્બીશાયરમાં રહેતા મજુર વર્ગ તરફથી તેમને **લી**-હર્સ્ટનું એક મોટું ચિત્ર ભેટ આપવામાં આવ્યું હતું. આ ભેટ તેમણે ઘણાજ આનંદથી સ્વીકારી હતી. આ વખતે તેમણે તેમની જન્મ ભૂમીને છેલ્લીવારની જોઇ ત્યાર પછી તે ત્યાં જઇ શક્યાં નથી.

મિસ **નાઇટીંગેલ** હવે ઘણોખરો વખત **બકીંગ**હેમશાયરમાં પોતાની બ્હે-નના ઘરમાં અને લંડનમાં પોતાના ઘરમાં ગાળે છે. તેમની બ્હેન **ફ્રાન્સીસ** સર હેરી વર્ની સાથે પરણ્યાં હતા. સર હેરીના પિતા લશ્કરમાં ઘણી મોટી પદવીએ હતા. એકવાર 'મેજર' પણ થયા હતા. અને ઇ. સ. ૧૮૨૭ માં તેમને 'સર' નો ઇલ્કાબ મળ્યો હતો. પંદરમાં સૈકાથી વર્નીનું કુટુંબ બકીંગ હેમશાયરમાં રહેતુ હતું. સર હેરી ઘણીવાર પાર્લામેંટના મેંબર થયા હતા. લશ્કરના સુધારા માટે તે ઘણી મહેનત કરતા, અને પોતાની સાળી ( મિસ **નાઇટીંગેલ** ) ના પ્રયાસમાં ઘણા ઉત્સાહથી ભાગ લેતા. **નાઇટીંગેલ** ફંડના તે અધ્યક્ષ હતા.

પોતાના બ્હેન અને બનેવીની સાથે આરામના દિવસો મિસ **નાઈટીગેલ** ઘણા આનંદમા ગાળતા

લેડી વર્ની ( મિસ નાઇટીગેલનાં બ્હેન ) ઘણી સખત બીમારી ભોગવીને ઇ. સ. ૧૮૯૦ મા મૃત્યુ પામ્યા તેમના પતિ તેમના મૃત્યુ પછી ચાર વર્ષ પણ પુરૂં જીવ્યા નહિ. તેમના મૃત્યુ પછી મિલ્કતનો વારસ તેમની પહેલી પત્નીનો પુત્ર થયો.

બ્હેનના મરણ પછી પણ કોઇ કોઇ વખત તે ક્લેડનમાં રહેવા જતાં. પરંતુ ૧૮૯૫ ની સાલથી તે ઘણાંજ અશક્ત થઇ ગયાં તેથી મુસાફરી કરી શકાઇ નહી અને પાતાના ઘર શિવાય બીજે કાઇ રહી શકાયુ નહી. ક્લેડનમાં જે ઓરડામા એ રહેતા હતા તે જેવી ને તેવી સ્થિતિમા રહેવા દેવામાં આવ્યો છે. અને સર એડમંડ ( સર હેરીનો પુત્ર ) અને તેમના પત્નીએ તે ઓરડાને 'નાઇટીગેલ રૂમ્સ ' એવુ નામ આપ્યું છે.

તેમને બ્હેનનુ દુઃખ ઘણુજ લાગ્યુ હતુ. અને ત્યાર પછી તેમનું જીવન ઉત્સાહહીન અને નિરાશામય થઇ ગયુ છે. જીંદગીથી હવે તે કંટાળી ગયાં છે. એક જણ ઉપર કાઇ કામસર પત્ર લખેલો તેમા કહે છે કે—

" આ કામ કરવાની હવે મારામા જરા શક્તિ નથી આટલા વખત સુધી મે આવા કામ કર્યા છે પણ હવે એ કામ થતુ નથી. લગભગ ચાળીસ વર્ષ થયા માત્ર એજ વિષયમા મારૂં મન રોકાયુ છે, અને વીસ જુવાન માણસ એકઠા થઇને કરે એટલુ કામ મે માથે લીધું છે; અને તે કામમાં ને કામમાં હું વૃદ્ધ થઇ ગઇ છું "

આટલું છતા હજી તે કામથી પરવાર્યાં નહોતાં બે વર્ષ પછી એટલે ઇ. સ. ૧૮૯૨ મા બોતેર વર્ષની ઉમરે બકીંગ હેમશાયરના શહેરોની તંદુરસ્તી બાબતની તકરારોમાં તેમણે જુસ્સાભેર ભાગ લીધો હતો. મજુર લોકોને રહેવા માટે સારાં ઘર બંધાવવાં જોઇએ એ ચર્ચા જ્યારે ચાલતી ત્યારે પણ તેમણે ઘણી ડહાપણ ભરેલી સલાહ આપી હતી.

તે વર્ષમાં બકીંગ હેમશાયરના સુધરાઈ ખાતાની સભા ઉપર તેમણે એક પત્ર લખી મોકલ્યો. તેમાં એવી સલાહ આપી કે જીલ્લાના સવાલોનો ચુકાદો કરવા માટે એક સેનેટરી કમીટી સ્થાપવી. જનસમૂહમાંથીજ કમીટી કરવી, અને એ દ્વારાએ લોકોનો મત લેવો. આ રીતે સરકારના અધિકારીઓની સત્તા કમી થશે, અને આપણા મત સરકારને કબૂલ કરવા પડશે. સુધરાઇ ખાતાએજ સ્વતંત્ર મત દર્શાવવામાં અગ્રણી થવું જોઇએ." મિસ નાઈટીંગેલ એવું માનતાં હતાં કે લોકોની આરોગ્યતા સુધારવાનો ખરો માર્ગ એકજ છે. તે એ કે સ્ત્રીઓને આરોગ્યતાનું જ્ઞાન આપવું. સ્ત્રીઓ અને માતાઓ જેમના હાથમાં ઘરકામનો વહીવટ છે તેમણેજ સ્વચ્છતાના નિયમ જાણવા જોઇએ. તે ઉપરાંત તેમણે કહ્યું કે ગામડાઓમા શિક્ષકોને મોકલીને લોકોને સ્વચ્છતાના નિયમ શીખવવા. તે માટે તેમણે પસંદ કરીને ત્રણ કેળવાએલી સ્ત્રીઓને ગામડાની નિશાળોમાં સ્વચ્છતા, હવા, ઘરની સ્વચ્છતા વિગેરે વિષયો ઉપર ભાષણ આપવાને મોકલી. અને તેમની સાથે એવી સરત કરી કે ગરીબ લોકોના ઘરમા જઇને અજ્ઞાન સ્ત્રીઓ સાથે વાતચીત કરીને સ્વચ્છતાના નિયમ તેમને શીખવવા. તે માટે ગામડાની સ્ત્રીઓ ઉપર પ્રથમથી તેમણે એક પત્ર લખીને મોકલ્યો. તે નીચે પ્રમાણે છેઃ—

" પ્રિય સખીઓ—

કોઇપણ કામ કેળવણી-શિક્ષણ વગર સારી રીતે થઇ શકે નહિ. શિવવા-નું, ગુથવાનુ સર્વમાં અભ્યાસ અને શિક્ષણની જરૂર છે. તેજ પ્રમાણે તદુ-રસ્તી કેવી રીતે સચવાઇ શકે તે પણ શીખવાની ઘણી જરૂર છે.

છોકરાઓ અને છોકરીઓને તદુરસ્ત બનાવવાં જોઇએ. તેમનાં તન સ્વચ્છ હોવા જોઇએ, તેમ તેમનાં મન પણ સ્વચ્છ હોવા જોઇએ. અને તેટલા માટે આસપાસની હવા, જમીન, પાણી, સોબત-જેમાં રહીને બાળક ઉછરે છે તે સર્વ-સ્વચ્છ હોવા જોઇએ હવા ખુલ્લી અને તાજી હોવી જોઇએ, જમીન ચોખ્ખી હોવી જોઇએ; પાણી નિર્મળ હોવુ જોઇએ, અને તેમને કાને શબ્દ પણ સુશીલ અને સભ્ય પડવા જોઇએ કે જેથી તેમનાં મન ઉપર પ્રથમથીજ નમ્રતા, નીતિ અને દૃઢતાની છાપ પડે. બાળક સર્વ રીતભાત ઘરમાંથીજ શીખે છે, માતાની આજ્ઞા માનવી કે ના માનવી તે ઘણીજ નાની ઉમરે બાળક શીખે છે. અને સાત વર્ષનુ થાય તે પહેલા એનો સ્વભાવ બધાઇ જાય છે.

તે ઉપરાત નિયમિતપણુ પણ જોઇએ. જો દરેક કામનો વખત મુકરર કરી રાખ્યો હોય તો ઘણી સરળતાથી કામ થાય, અને તોજ છોકરાની તદુરસ્તીમાં નજર રાખી શકાય. છોકરૂં માંદું પડે તેના કરતાં તંદુરસ્ત રહે તો બાળક અને માતા બન્ને સુખમા દિવસ ગાળી શકે.

લી **ફ્લૉરેન્સ નાઇટીંગેલ.**

આ ઉપરાંત તેમણે સ્ત્રીઓની એક સભા માટે આરોગ્યતા ઉપર નિબધ લખી મોકલ્યો હતો.

સ્ત્રીઓને શીખવવા માટે તેમની રીત એ હતી કે ભાપણો આપ્યા કરતાં સાધારણ વાતચીતથી પ્રાથમિક જ્ઞાન આપવું

ગામડાંની તેમજ શહેરની મજુર વર્ગની વિગેરે અજ્ઞાન સ્ત્રીઓને ઘણી બાબતો શીખવવાની જરૂર છે. બાળકને કેવી રીતે ઉછેરવાં, પોતાના ઘરની અને ગામની આરોગ્યતા કેવી રીતે સાચવવી એ સર્વનુ જ્ઞાન સ્ત્રીઓને આપ-વાની ઘણીજ અગત્ય છે.

સરકારી નોકર ઉપરાંત દરેક ગામને માટે એક કે બે શીખેલી કેળવાએલી સ્ત્રીઓ જોઇએ કે જેઓ સ્ત્રી ઉપયોગી ઉપર કહ્યા તે વિષયો ઉપર ગામની સ્ત્રીઓ સાથે વાતચીત કરે અને તેમના આચાર વિચાર સુધારીને આપણી પ્રજાનો ઉદ્ધાર કરે. એ સ્ત્રીઓની સાથે વાતચીત કરે તે ઉપરાંત જો ઘરમાં કે ઘરની આસપાસ કાંઇ ગંદકી હોય તો તે તરત સાફ કરાવી નાખે. ઘર વાળી ઝાડીને સાફ રખાવે, બારી બારણાં ઉઘડાવે, દરરોજ સર્વે સ્ત્રીઓને નહાવા ધોવાની ફરજ પાડે અને તેનો ફાયદો સમજાવે. એ રીતે સ્વચ્છતાના નિયમો પ્રત્યક્ષ ઉભાં રહીને તેમની પાસે પાળવાની ફરજ પાડે.

કુટુંબને માટે પુષ્ટીકારક ખોરાક તૈયાર કરતા શીખવે; કાંઇ અકસ્માત થાય તો દાકતર આવે તે પહેલાં અને તે પછી શા ઉપાય લેવા એ સર્વે સમજાવે. એ સ્ત્રીઓ સાથે મિત્રાચારી કરીને બધું શીખવવું, એવી મિસ **નાઇ**ટીંગેલની ખાસ સૂચના હતી.

મિસ **ના**ઇટીંગેલ માત્ર પોતાનાજ દેશની આરોગ્યતા સામું જોતાં હતાં એમ નહોતું; કેમકે આપણા દેશની હવા પાણી સુધારવાને પણ એમણે અનેકવાર લખાણો કર્યાં હતાં. આપણા દેશમાં મોટાં શહેરોમાં તો સુધરાઇ ખાતાનું કામ સાધારણ ઠીક ચાલતું હતું, તે તેમની જાણમાં આવ્યું હતું; પરંતુ નાનાં ગામડાંમાં સ્વચ્છતાના નિયમ કોઇ પાળતું નહીં અને તેજ માટે મિસ **ના**ઇટીંગેલનો પ્રયાસ હતો.

તે માટે તે આપણા દેશના સુધરાઇ ખાતાના અધિકારીઓ સાથે પત્રવ્યવહાર રાખતાં, અને ખરી માહીતી મેળવતાં. આપણા લોકોની ગંદી વર્તણુંક સર્વ અસ્વચ્છતાનું મૂળ લાગ્યું હતું, પરંતુ તે કહેતાં કે હીંદુ લોક જેવી નમ્ર ભોળી પ્રજાને ખરી વાત શીખવતાં વખત નહીં લાગે.

ઇ. સ. ૧૮૯૭ માં નામદાર મહારાણીની ડાયમંડ જ્યુબિલી થઇ તે વખતે મિસ **ના**ઇટીંગેલે ઘણી હોંસથી ભાગ લીધો હતો. તે પ્રસંગે વિકટોરીઆ રાણીની રાજ્યકીર્તિના સમયમાં જે જે નવા બનાવ બન્યા તેનું પ્રદર્શન કર-

વામાં આવ્યું હતું. તેમાં તેમણે ક્રાઇમીઆથી મળેલી ગાડી મોકલી હતી. ( કારણ કે નર્સીંગની શરૂઆત એજ રાજ્યમા થઇ હતી. ) આ ગાડી જોવાને હજારો લોક એકઠું થયુ હતુ, અને તે જગ્યાએ ફરતી નર્સોને જોઇને તો લોકોનું હૃદય ભરાઇજ આવતું બેલેકલેવાની લડાઇનો વાર્ષિકોત્સવ કરવામા આવ્યો હતો, તેમાં ખાણા વખતે મિસ નાઇટીંગેલ લાંબુ આયુષ્ય ભોગવે એવી સર્વેએ ઇચ્છા દર્શાવી હતી, અને ભાષણકર્તાએ પોતાના ભાષણમાં કહ્યું કે જ્યાં સુધી ઈંગ્લંડ દેશ કાયમ રહેશે ત્યાં સુધી મિસ નાઇટીંગેલનું નામ કાયમ રહેશે.

હવે તો મિસ નાઇટીંગેલ જીવનની છેક પાછલી અવસ્થાએ આવી પહોચ્યાં છે. દશ વર્ષથી તે લંડનની બહાર નીકળ્યા નથી, અને પથારીવશજ છે તેમનું ચિત્ત હજી સુધી સ્વસ્થ છે, અને વર્તમાન બીનાઓથી અને તેમાં ખાસ કરીને નર્સીંગની ઘણીજ ઉત્સુકતાથી માહીતી રાખે છે તે પોતે પત્રવ્યવહાર ચલાવી શકતાં નથી તેથી તેમની વતી તેમના સેક્રેટરી સર્વ કામ કરે છે. પોતાના જુના મિત્રોને બોલાવીને તે હજી પોતાના ભૂતકાળની વાતો ઘણી હોંસથી કહી સંભળાવે છે. અને ઘણી વાર નર્સોને મુલાકાતે બોલાવે છે.

દક્ષિણ આફ્રિકાની લડાઇ ચાલતી હતી તે વખતે નર્સો માટે કેવો બંદોબસ્ત થાય છે એ સર્વ તે લક્ષ રાખતાં હતાં. પોતાને ક્રાઇમીઆની લડાઇ વખતે ઘણી વિટંબના પડી હતી તેથી તે જાણવાને હમેશ આતુર રહેતાં.

સત્યાશી વર્ષની વયે પણ તેમની બોલવાની રીત પ્રથમના જેવીજ સ્પષ્ટ અને શુદ્ધ છે. તેમનો ચહેરો પણ હજી પ્રથમ જેવોજ છે તેમા પણ કાંઇ ફેર પડ્યો નથી. તેમના કપાળ ઉપર કે ગાલ ઉપર એક પણ કરચલી પડી નથી. તેમની દૃષ્ટી પણ હજી સ્પષ્ટ છે.

આજ કાલની ઉછરતી છોકરીઓની સાથે એ ઘણા માનથી વાતચીત કરે છે. ડીસ્ટ્રીક્ટ નર્સીંગ ( ગામડાંઓમાં જઇને લોકની સારવાર કરવી ) નો વિષય એમને ઘણો પસંદ છે, અને એમાં કામ કરનારાંઓ સાથે વાત કરીને

ઝીણામાં ઝીણી બાબતોની માહીતી રાખે છે. લોકોના આચાર વિચારમાં, રહેણી કરણીમાં કાંઇ ફેર પડતો જોવામાં આવે છે કે નહિ એ પ્રશ્ન તે વારંવાર પુછે છે.

નર્સીંગનું નામ લોકોમાં ઘણું પ્રચલિત થવા માંડયું છે તે જોઇને તેમને ઘણો જ સંતોષ થાય છે; કારણ કે શરૂઆતમાં નર્સો મેળવવાને તેમને કેટલી મુશીબતો નડી હતી, લોકનિંદા સાભાળવી પડી હતી તે તેમને બરોબર યાદ છે. વળી નર્સોની રીતભાત અને વર્તન નીતિમય હોવાં જોઇએ તે માટે તે ખાસ આકાંક્ષા રાખે છે પરીક્ષામા પાસ થાય એટલે કાંઇ સારી નર્સ થઇ કહેવાય નહિ; કેમકે એ ધંધામાં તો સુશીલતા અને શીયળતાની ઘણીજ આવશ્યકતા છે જેનો જાતિ સ્વભાવ સદાચારી હોય તેજ સારી નર્સ થઇ શકે એવો તેમનો મત છે.

ઘણી વાર તેમને એમ્બલી અને લીહર્સ્ટનાં ઘર સાંભરે છે. એમ્બ્લી તો તેમના કુટુંબના હાથથી ગયુ છે, પણ લીહર્સ્ટ તેમના એક સગાના કબજામાં છે. અને મિસ નાઇટીગેલ પોતાના જુના ઓળખાણના માણસોની ખબર રાખતા રહે છે.

આ મહાન સ્ત્રીનું નામ આખા ભૂગોળમાં પ્રખ્યાત થયું છે; દરેક દેશમાં તેમના કાર્યની પ્રખ્યાતિ પ્રસરી છે. લોકો તેમની કીર્તિની પુષ્કળ સ્તુતિ કરે છે–ઘણાં તો જાણતા પણ નથી કે આ મહાત્મા જીવે છે. આટલી ખ્યાતિ છતાં એ પોતે તો એટલાં નમ્ર, સાલસ અને શરમાળ છે કે પ્રસિદ્ધતા પામવા જરા તેમની ઇચ્છા નથી. તેમના યશનુ બળ, તેમનું વિજયી દષ્ટાંત અને તેમની અમુલ્ય શીખામણો આખા જગત્‌ને વારસા રૂપ છે.

૧૯૦૪ ના મે મહિનામાં તેમની વર્ષગાંઠને દિવસે ઘણા લોકો તરફથી તેમને મુબારકબાદી મળી હતી. નામદાર શહેનશાહે આ અનુપમ વિજયી નારીને લેડી ઑફ ગ્રેસ ઑફ ધી ઑારડર ઓફ સેંટ જોન ઓફ જેરૂસેલમનો ઘણો ઉમદા ઇલ્કાબ બક્ષ્યો હતો.

રણમા વિજય પામનાર યોધ્ધાઓને આપણે વખાણીએ છીએ; પરંતુ સ્કયુ-ટેરાઈની હૉસ્પીટલમાથી રોગને જડમૂળથી નાશ કરીને તદ્દન અવ્યવસ્થામાથી નિયમપૂર્વક વ્યવસ્થા કરનાર પરોપકારી કર્ત્તવ્યપરાયણ કુમારી **નાઇટીંગેલ** ભૂખ, નિદ્રા, આરામ સર્વ ખોઇને માત્ર દર્દીઓની સગવડ સાચવનાર અને ભયંકર રોગની જરાપણ દરકાર કર્યા વગર ઈશ્વર પ્રીત્યર્થેજ કામ કરનાર આ સ્ત્રીનાં વખાણ કરવાને શબ્દ પણ જડતા નથી. આપણા માન અને વખાણથી તેમની કીર્તિમાં કાંઇ વધારો થવાનો નથી એમનો યશ તો અમરજ રહેવાનો છે ઇશ્વર આ મહાન સ્ત્રીને સદાશાન્તિમા રાખો.








